श्री मान् देवेंद्रसूरि विरचित

# श्री धर्म्मरत्न प्रकरण

( मूळ अने गुजराती भाषांतर )

## द्वितिय भाग.

प्रसिद्ध कर्ता

श्री लालन निकेतन

मढडा

संवत १९८१ सने १९२५

શ્રી બહાદુરસિંહજી પ્રી પ્રેસ—પાલીતાણા.

किंमत रु ३-०-०

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |

વિષય. પૃ.

| વિષય | પૃષ્ઠ |
|---|---|

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |


॥ समाप्त ॥



# श्रीमान् देवेंद्रसूरि विरचितः

श्री

# धर्म रत्न प्रकरण.

## भाग २ जो.

सटीक

## तान्येव लिंगा न्याह.

कयवयकम्मो[1] तह सीलव च[2] गुणव च[3] उज्जु ववहारी[4],

गुरुसुस्सूसो[5] पवयण कुसलो[6] खलु सावगो भावे ॥ ३२ ॥

---

શ્રીમાન્ દેવેંદ્રસૂરી વિરચિત,

શ્રી

# ધર્મ રત્ન પ્રકરણ.

ભાગ ૨ જો

સટીક.

## ભાવ શ્રાવકના લિગ કહે છે.

વ્રતની ફરજો બજાવનાર હોય, શીળવાન્ હોય, ગુણવાન્ હોય, ઋજુ વ્યવહારી હોય, ગુરૂની શુશ્રૂષા કરનાર હોય અને પ્રવચનમા કુશળ હોય, તેજ ભાવ શ્રાવક કહેવાય. ૩૩

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| મધ્યમપરિણામરૂપ ચૌદમા ભેદ ઉપર પ્રદેશી મહારાજનું ચરિત્ર | ૪૭૬ |
| પ્રતિબંધ રહિત થવારૂપ પંદરમા ભેદ ઉપર નરસુંદર રાજાની કથા | ૪૮૩ |
| પરાર્થ કામોપભોગીરૂપ સોળમા ભેદ ઉપર પૃથ્વીચંદ્ર રાજાનું ચરિત્ર | ૫૦૦ |
| વેશ્યાની જેમ ગૃહવાસ પાળવારૂપ સત્તરમા ભેદ ઉપર વસુશ્રેષ્ઠિના પુત્ર સિદ્ધની કથા | ૫૧૯ |

॥ समाप्त ॥



## श्रीमान् देवेंद्रसूरि विरचितः

श्री

# धर्म रत्न प्रकरण.

## भाग २ जो.

सटीक

---

## तान्येव लिंगा न्याह.

कयवयकम्मो[1] तह सीलव च[2] गुणव च[3] उज्जु ववहारी[4],

गुरुसुस्सूसो[5] पवयण कुसलो[6] खलु सावगो भावे ॥ ३३ ॥

---

## શ્રીમાન્ દેવેંદ્રસૂરી વિરચિત,

શ્રી

# ધર્મ રત્ન પ્રકરણ.

## ભાગ ૨ જો

સટીક.

### ભાવ શ્રાવકના લિંગ કહે છે.

વ્રતની કરણી જાણનાર હોય, શીળવાન્ હોય, ગુણવાન્ હોય, ઋજુ વ્યવહારી હોય, ગુરૂની શુશ્રુષા કરનાર હોય અને પ્રવચનમા કુશળ હોય, તેજ ભાવ શ્રાવક કહેવાય. ૩૩

( टीका )

कृत मनुष्ठित-व्रतविषय कर्म्म कृत्य वक्ष्यमाण-येन-स कृत कर्मा ( १ ), तथा शीलवानपि व्याख्यास्यमान स्वरुपः ( २ ), गुणव विनक्षित गुणोपेतः ( ३ ), चकारः समुच्चये भिन्न क्रमश्च तत्र ऋजु व्यहारी च सरलमना श्च ( ४ ), गुरु शुश्रूषो गुरुसेवाकारी ( ५ प्रवचन कुशलो जिनमत तत्वविद् ( ६ ), खलु एवधारणे—एव ि एव-श्रावको भवति-भण्यते भाव विषये भाव श्रावक इति गाथाक्षरार्थः

भावार्थं स्वतएव सूत्रकृत् विभणिषु-र्यथोद्देश निर्देश इति न्यायात्

## कृतव्रतकर्माण मादा वाह.

तत्था सवणण१—जाणण२,—गिहण३—पडि सेवणेसु उज्जुत्ते,

टीका.

व्रत संबंधी अगाडी कहेवामा आवनार करणी जेणे बजावी होय ते कृत कर्म कहेवाय, तेमज शीळवान् ( एनु स्वरूप पण आगळ कहेवामा आवनार छे ) त गुणवान् एटले अमुक गुणोथी सहित ( आ स्थळे चकार समुच्चयार्थे छे अने ते भि क्रम छे ) तथा ऋजु व्यवहारी एटले सरळ मन वाळो, तथा गुरु शुश्रूष एटले गुरु सेवा करनार, तथा प्रवचन कुशळ एटले जिन मतना तत्त्वने जाणनार एवो जे हो तेज खरेखर भाव श्रावक थाय ए गाथानो अक्षरार्थ छे

ભાવાર્થ—પોતેજ સૂત્રકાર કહેવા ઇચ્છતા " ઉદ્દેશ મુજબ નિર્દેશ " એ ન્યાયથી પેહેલાં કૃત વ્રત કર્મનુ સ્વરૂપ કહે છે.

ત્યાં સાંભળવુ—જાણવુ—લેવુ અને પાળવુ તેમા તત્પર એમ

यवयकम्मो चउहा—भावत्थो तस्सि मो होइ ॥.३४॥

( टीका )

तत्र तेषु षट्सु लिंगेषु मध्ये—कृतव्रतकर्मा चतुर्द्धा चतुर्भेदो भवतीति ंथः तानेव भेदा नाह. आकर्णनं श्रवणं ( १ ), ज्ञानं मवबोधः २ ), ग्रहणं प्रतिपत्तिः ( ३ ) प्रतिसेवनं तथा सम्यक्पालनं ( ४ ), तो द्वद्व-स्तेषु-व्रतानां मिति प्रक्रमाद् गम्यते—उद्युक्त उद्यमवान्—भावार्थ दिपर्य-तस्य चतुर्विधस्याप्यय मासन्न भण्यिद्भागो भवतीति.

अथ भावार्थं विभणिषुः प्रथम माकर्णनभेदं विवरीतु.

## गाथा पूर्वार्द्धं माह.

विणयबहुमाणसार—गीयत्थाओ करेइ वयसवणं,

---

કર્મ ચાર પ્રકારે હોય. તેનો ભાવાર્થ આ રીતે છે.

ટીકા.

તે ૭ લિંગોમા કૃત વ્રત કર્મ ચાર ભેદે છે તે ભેદ કહે છે—[ વ્રતોનું] ાકર્ણન એટલે સાભળવુ, જ્ઞાન એટલે સમજવુ, ગ્રહણ એટલે સ્વીકાર અને પ્રતિસેવન ટલે તે રીતે બરોબર પાળવું એ ચાર બાબતમા ઉદ્યુકત એટલે ઉદ્યમવાન્ હોય એ ારે પ્રકારનો ભાવાર્થ હવે તરત કહેવામા આવનાર છે

હવે ભાવાર્થ કહેવા માટે પહેલાં સાંભળવાના ભેદને વિવ-

રી બતાવવા અરધી ગાથા કહે છે.

ગીતાર્થ પાસેથી વિનય બહુ માન સહિત વ્રત શ્રવણ કરે.

( टीका )

विनयोऽभ्युत्थानादिः— बहु मानो मानस प्रीति विशेष-स्ताभ्या सार प्रशस्त यथा भवत्येव-व्रतश्रवण करोतीति योग-इह चत्वारो भगाः

कश्चिद् धूर्त्तो विनयसार वदनादिदानतः शृणोति परिज्ञानार्थी, नपुन व्याख्यातरि बहुमानवान् भवति, गुरुकर्मत्वात्

अन्यस्तु बहुमानवान् भवति, न विनय प्रयुक्ते, शक्ति विकलत्वात् स च ग्लानादिः

अन्यस्तु प्रत्यासन्नकल्याणकलापालकृतशरीरः सुदर्शन श्रेष्ठीवत् विनय बहुमानसार शृणोति.

कश्चिद् गुरुतरकर्मा द्वितयमपि परिहरति, शृणोति च न च तस्मै गुरोरप्या गमानुसारि प्रवृत्ते' कथयितु युक्त.

( ટીકા. )

વિનય એટલે સામે ઉઠી જવું વગેરે અને બહુમાન એટલે મનની પ્રીતિ તે બેથી સાર એટલે પ્રશસ્ત થાય તેમ વ્રત શ્રવણ કરે ઇહા ચાર ભાગા છે —

કોઇક ઠગારો હોઇ વાંદણા વગેરે દઇ વિનય પૂર્વક પરિજ્ઞાનના માટે સાંભળે, પણ બતાવનારપર બહુમાન ધરનાર ન હોય, કેમકે તે ભારે કર્મા હોય છે

બીજો બહુમાનવાળો હોય પણ શક્તિ વિકલ હોવાથી વિનય નહિ કરે તે જે માંદા વગેરે હોય તે જાણવો

ત્રીજો કલ્યાણના કળાપને તરતમા પામનાર હોવાથી સુદર્શન શેઠના માફક વિનય તથા બહુમાન પૂર્વક સાંભળે છે

ચોથો અતિ ભારે કર્મી હોવાથી વિનય અને બહુમાન એ બે નેથી રહિત થઇ સાંભળે છે એવા તરફ આગમ પ્રમાણે ચાલનાર ગુરૂએ [ કંઇ પણ ] કહેવુ યુક્ત નથી

उक्तं च श्री स्थानांगे

चत्तारि अवायणिज्जा पन्नत्ता–तंजहा अविणीए, विगइपडिबद्धे, अ-निओसियपाहुडे, वलकोवमाई.

तथा,

ओहेणवि उवएसो–आएसेण विभागसो देओ, नाणाइवुड्ढिजणओ–महुरगिराए विणीयस्स १ अविणीय मालवंतो–किलिस्सई भासई मुसं तहय, घंटालोहं नाउ–को कडकरणे पवत्तिज्जा (इत्यादि)

अतो विनय बहुमानसारं व्रतश्रवणं करोतीति प्रकृतं कुतः सकाशा दित्याह. गीतार्थात्—तत्र

गीयं भन्नइ सुत्तं–अत्थो तस्सेव होइ वक्खाणं,
गीएण य अत्थेणय—संजुत्तो होइ गीयत्थो.

---

જે માટે શ્રી સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે કે—

ચાર જણ વાચના દેવાને અયોગ્ય છે તે આ છે—અવિનીત, વિકૃતિરસિક, અવિગ્નોષિતપ્રાભૃત અને અતિ કષાયી

વળી (ગ્રંથાંતરમાં કહ્યું છે કે) સામાન્યપણે પણ આદેશ (આજ્ઞા) પ્રમાણે વિભાગ પાડીને જે વિનીત હોય તેને મધુર વાણીથી જ્ઞાનાદિકની વૃદ્ધિ કરે એવો ઉપદેશ આપવો

અવિનીતને કહેનાર [ફોગટ] ક્લેશ પામે છે, અને મૃષા (નિષ્ફળ) બોલે છે ઘંટ બનાવવાનો લોહ હોય તેમાંથી સાદડી બનાવવા કોણ હેરાન થાય ?

માટે વિનય અને બહુમાન પૂર્વક જે વ્રત શ્રવણ કરે તે (ભાવ શ્રાવક) સાંભળે કોના પાસેથી તે કહે છે ગીતાર્થ પાસેથી ત્યાં,

ગીત એટલે સૂત્ર કહેવાય, અને તેનું જે વ્યાખ્યાન તે અર્થ. માટે જે ગીત અને અર્થથી સંયુક્ત હોય તે ગીતાર્થ કહેવાય

तस्मा दन्यस्या न्यथापि प्ररूपणा संभवेन विपरीतबोध हेतुत्वात्, इह च व्रतश्रवण मुपलक्षणं, तेना न्य दप्यागम प्रभृतिश्रवण मित्तिय मित्येद व्रतकर्म.

अथ पूर्व सूचित सुदर्शन कथेयं.

कामिणिवयणमिव दीहरच्छ मइ विमल रयण सोहिल्लं । अलियसिरीइ विमुक्क—त्थवर पुरमत्थि रायगिहं ॥ १ ॥ बहुदव्वगुणपहाणो—समवायपरो सुकम्मकयचित्तो । वयसेसिउ व्व तत्थ त्थि—नरवरो सेणिओ नाम ॥ २ ॥ तत्थेव भूरिसारो—मालागारो वसेइ अज्जुणओ । सुकुमाल पाणिपाया—बंधुमई पण इणी तस्स ॥ ३ ॥ मुग्गरपाणिं जक्ख—नियकुल देव पुरस्स बाहि ठियं । पवरेहिं कुसुमेहिं—अज्जुणओ निच्च मच्चेइ ॥ ४ ॥

---

ગીતાર્થ સિવાય બીજો તે વખતે બેટી પ્રરૂપણા પણ કરે તે તેથી વિપરીત બોધ થાય [ માટે ગીતાર્થ પાસેથી સાંભળવું ] અહીં વ્રત શ્રવણ તે ઉપલક્ષણરૂપ છે, તેથી બીજું પણ આગમ વગેરેનું શ્રવણ સમજી લેવું એ એક વ્રત કર્મ જાણવું.

## સુદર્શન શેઠની કથા આ પ્રમાણે છે.

દીર્ઘ અદ્ધિવાળા અને નિર્મળ રત્નથી શોભતા તથા અલક [ કેશ ] થી યુક્ત સ્ત્રીના મુખ માફક દીર્ઘ રથ્યા [ લાંબા રસ્તાવાળું ] અને અતિ નિર્મળ રત્ન ઋદ્ધિથી આબાદ છતાં અલિક [ ખોટી ] શ્રી ( ધામધૂમરૂ) થી રહિત રાજગૃહ નામે નગર હતું [ १ ] ત્યાં દ્રવ્ય ગુણ કર્મ સમવાયવાદિ વૈશેષિકના માફક ઘણા દ્રવ્યવાળો, ઘણા ગુણવાળો, સમવાય [ સંપ ] માં તત્પર અને સારાં કર્મમાં મન રાખનાર શ્રેણિક નામે રાજા હતો [ २ ] ત્યાંજ ઘણો પૈસાદાર અર્જુન નામે માળાકાર ( માળી ) વસતો હતો તેની સુકુમાર હાથ પગવાળી બંધુમતી નામે સ્ત્રી હતી [ ३ ] તે અર્જુન માળી દરરોજ નગરની બાહેર રહેતા પોતાના કુળદેવતા મુદ્ગરપાણિ નામના યક્ષને ઉત્તમ ફુલોથી પૂજતો

तत्थय ललिया गोट्ठि–ज कयसुकया समत्थि अदरिद्दा । तमि पुरे अन्न-
दिणे–महूसवो कोवि संपत्तो ॥ ५ ॥ कल्लं मुल्लं लहिह त्ति—इत्थ
कुसुमाइ इय विचिंतेउ । अज्जुणओ सकलत्तो–गोसे उज्जाण मणुपत्तो
॥ ६ ॥ गहिउं कुसुमाई तओ–जा जक्खगिहे समेइ तुट्ठमणो । ता
बहि जक्खगिहट्ठिय–गुट्ठिय पुरिसेहि सो दिट्ठो ॥ ७ ॥ पभणंति
अन्नमन्नं–भो भो भद्दा समेइ एस इह । अज्जुण मालागारो–बधुमईए
पियाइ समं ॥ ८ ॥ त सेय णे एयं–बधित्तु इमस्स भारियाइ समं ।
( ग्रं. ३५०० ) भोए भुंजु तेविहु–अन्नुन्न पडिसुणति इम ॥ ९ ॥
तो ते कवाडपच्छा–भागे चिट्ठति निहुयतणुवयणे । इत्तो इयरो पत्तो-
जक्खं पूएइ एगग्गो ॥ १० ॥ अह ट्वद्दवस्स निस्सरिय तेय तत्तो तय
निबधंति । बधुमईए सद्धिं–किलिकिलियाणा पकीलंति ॥ ११ ॥ त तह
दट्ठु अरिसा–परवसिय विवसो विचिंतए एसो । जक्खं मिम निच्च मह-

---

હતી. ( ૪ ) ત્યાં લલિતા નામે ગોષ્ટી ( મંડળી ) હતી. તે મોઝ માણનારા અને
પૈસાદાર લોકોની બનેલી હતી તે નગરમાં એક વેળા કોઇક મહોત્સવ આવ્યો [ ૫ ]
ત્યારે અર્જુન માળીએ વિચાર્યું કે, કાલે ફૂલનું મૂલ્ય સારૂં આવશે એમ ચિંતવી તે સ્ત્રી
સાથે ત્યાં પ્રભાતે બાગમાં પહોંચ્યો [ ૬ ] તે જેવો ખુશી સાથે ફૂલ લેવા યક્ષના
ઘરમાં પેઠો, તેવામાં તે ઘરની બાહેર રહેલા ગોષ્ટિક પુરૂષોએ તેને જોયો ( ૭ ) તેઓ
એકબીજાને કહેવા લાગ્યા કે, આ અર્જુનમાળી અહીં બધુમતીની સાથે આવતો દેખાય છે
[ ૮ ] માટે આપણે એમ કરીએ તો ઠીક છે કે, એને બાંધી એની સ્ત્રી સાથે
[ ગ્રં ૩૫૦૦ ] ભોગ વિલાસ કરવો આ વાત તે બધાએ કબુલ રાખી [ ૯ ] ત્યારે
તેઓ કમાડની પાછળ ચુપચુપ સંતાઇ રહ્યા, એવામાં અર્જુનમાળી ત્યાં આવી એકાગ્ર
થઇ યક્ષને પૂજવા લાગ્યો [ ૧૦ ] હવે તેઓ એકદમ નીકળી પડીને તેને બાંધી
બધુમતીની સાથે ખેંચાખેંચીને રમવા માંડ્યા [ ૧૧ ] તે બનાવ જોઇને અર્જુનમાળી
ત્યારે ગુસ્સાથી પરવશ થઇને વિચારવા લાગ્યો કે આ યક્ષને રોજ ઉત્તમ પુષ્પોથી

पूएमि वेरेहिं कुसुमेहिं ॥ १२ ॥ जइ इत्थ कोइ हुती–जक्खो तो ह सहतओ नेच । परपरिभव मसमता–नूण मिमो पत्थरो चेव ॥ १३ ॥ तयणु अणुकंपियमणो–जक्खो अज्जुणगतणु मणुपविट्ठो । सो तडतड त्ति तोडइ–बधण आमततु व्व ॥ १४ ॥ गहिउ लोहमय पल–सहस्समाण स मुग्गर सकरे । ते छवि पुरिसे लह इत्थिसत्तमे हणइ हेलाए ॥ १५ ॥ इय पइदिण मज्जुणओ–छप्पुरिसे इत्थिसत्तमे हणइ । कमसो एसो जाओ–वुत्ततो पायडो नयरे ॥ १६ ॥ अह सेणिएण नयरे–घोसाविय मिय अहो नयरलोया । निग्गंतव्व न तुमेहिं–जाव हणिया न सत्त जणा ॥ १७ ॥ तमिय समये सामी–समोसढो चरम जिणवरो तत्थ । पहुपाय वदणत्थ–निग्गच्छइ कोवि न भएण ॥ १८ ॥ तत्थत्थि विमलदिट्ठि-अइ धम्मट्ठी सुदसणो सिट्ठि । जिणपवयणसवणरुई–नव तत्तवियार सारमई ॥ १९ ॥ सो सिरिवीर जिणेसर–वयणामयपाणउस्सुओ अहिय ।

પુજુ છુ ( ૧૨ ) જો આ મૂર્તિમાં ખરેખરો કોઈ યક્ષ હોત તો હુ આવી રીતે પર પરિભવ નહિ સહેત માટે નક્કી આ પત્થરજ છે [ ૧૩ ] ત્યારે યક્ષને અનુકપા આવ્યાથી તે તેના શરીરમાં પ્રવિષ્ટ થયો, એટલે તેણે કાચા દોરાની માફક બધણને તડ દઇ તોડી નાખ્યા ( ૧૪ ) પછી હજાર પળનો એટલે હાલના વજને આશરે અઢી મણનો લોઢાનો મુદગર પોતાના હાથમા લઇને તેણે પોતાની સ્ત્રી સહિત છ પુરૂષોને એક ઝપાટે મારી નાખ્યા ( ૧૫ ) એમ દરરોજ તે અર્જુનમાળી છ પુરૂષ અને એક સ્ત્રી મળીને સાત ખુન કરતો રહ્યો આ વાત અનુક્રમે નગરમા ફેલાઇ [ ૧૬ ] તેથી શ્રેણિક રાજાએ નગરમાં ઉદ્ઘોષણુ કરાવ્યુ કે, હે નગર લોકો ! જ્યા સુધી અર્જુન માળીએ સાત જણ માર્યા ન હોય ત્યા સુધી તમારે શહેર બાહેર ન નીકળવુ ( ૧૭ ) તે સમયમા ચરમ જિનેશ્વર વીર પ્રભુ ત્યા સમોસર્યા પરન્તુ તેમને વાદવા માટે ભયના લીધે કોઇ નીકળ્યો નહિ [ ૧૮ ] હવે ત્યા નિર્મળ સમ્યક્ત્વવાન્ અને અતિ ધર્માર્થી સુદર્શન નામે શેઠ હતો તે જિન વાણી સાંભળવા રૂચિવત અને નવ તત્વના વિચાર જાણુવામા કુશળ હતો [ ૧૯ ] તે શ્રી વીરપ્રભુના વચનામૃતનુ પાન કરવા અધિક

सम्म मभिगम्म अम्मा-पिऊण नमिऊण भणइ इमं ॥ २० ॥ इह अज्ज अवताओ-वीरजिणो आगओ तयं ,नमिउ । तद्देसण च सोउं-अहं गमिस्सामि तत्थ लहु ॥ २१ ॥ ज पुव्वावर अविरुद्ध-सुद्धसिद्धंत तच्च सवण मिण । आलस्समाइवहुविह-हेऊ हिं सुदुल्लह भणिय ॥ २२ ॥

तथाचा गम.

आलस्स[1] मोह[2] वन्ना[3]-थभा[4] कोहा[5] पमाय[6] किवणत्ता[7] । भय[8] सोगा[9] अन्नाणा[10]-वक्खेव[11] कुऊहला[12] रमणा[13] ॥ २३ ॥ एएहि कारणेहिं-लध्धूण सुदुल्लहंपि मणुयत्त । न लहइ सुइं हियकरि-ससारुत्तारणिं जीवो ॥ २४ ॥ किंपुण जिणवयण विणिग्गयस्स पण तीसगुणसहियस्स । ससयरयहरण समीरणस्स वयणस्स किर सवणं ॥ २५ ॥ तो वुत्तो पियरेहिं-हेपुत्ता अज्जुणो भिसं रुठ्ठो । पइ दिवसं सत्त जणे-हणमाणो विहरए इत्थ ॥ २६ ॥ ता पुत जिणं नमिउ-

ઉત્સુક થવાથી પોતાના માબાપ પાસે જઇને તેમને નમીને સમ્યક્ રીતે આવુ કહેવા લાગ્યો [ ૨૦ ] હે માતપિતા ! ઇહાં આજ વીર જિનેશ્વર પધાર્યા છે, માટે તેમને નમવા અને તેની દેશના સાભળવા હુ ત્યા જલદી જવા ઇચ્છુ છુ (૨૧ ) જે માટે આ પૂર્વાપર અવિરુદ્ધ એવા શુદ્ધ સિદ્ધાતના તત્વનુ શ્રવણ આલસ્ય વગેરે અનેક કારણોના લીધે અતિ દુર્લભ રહેલ છે ( ૨૨ ) જે માટે આગમમા કહ્યું છે કે, આલસ્ય, મોહ, અવજ્ઞા, માન, ક્રોધ, પ્રમાદ, લોભ, ભય, શોક, અજ્ઞાન, વિક્ષેપ, કુતુહળ અને રમતગમત એ તેર કારણોના લીધે દુર્લભ મનુષ્ય ભવ પામ્યા થકા પણ હિતકારક અને સસારથી તારનાર ધર્મ શ્રવણ જીવ કરી શકતો નથી [ ૨૩—૨૪ ] [ જ્યારે સામાન્ય રીતે પણ ધર્મ શ્રવણ દુર્લભ છે ] ત્યારે પુનઃ જિનેશ્વરના મુખથી નીકળતા પાંત્રીશ ગુણ સહિત અને સશયરૂપ રજને હરવા પવન સમાન વચનોનુ શ્રવણ દુર્લભ હોય તેમાં શુ કહેવુ ? (૨૫ ) ત્યારે માબાપ બોલ્યા કે, હે પુત્ર ! ઇહાં અર્જુનમાળી ભારે રૂષ્ટ થઇને દરરોજ સાત ખુન કરતો રહેલ છે [ ૨૬ ]

धम्म सोउ च माह गच्छाहि । मा ण तुह देहस्सावि वावती होहिई खिप्प ॥ २७ ॥ ता वदसु भयवव-समण वीरं इहट्ठिओ चेव । सुमरेसु सुणियपुर्व्वं-सुदेसण भयवओ वच्छ ॥ २८ ॥ जपइ सुदसणो विह-तिलोयनाहे सय इह पत्ते । अनमिय असुणिय धम्म च किह्णु किर जुज्जए सुत्तु ॥ २९ ॥

किंच,

सिरिविरवयणसवणा-मयपाण सुसित्तसव्वगत्तस्स । विमम विसपिव किं एस-मज्झ काहि धुव मच्चू ॥ ३० ॥ तम्हा ज किंचिवि इत्थ-होइ तं होउ इय भणिय वाढ । पियरो य अणुन्नविउ-निग्गच्छइ सामिनमणत्थ ॥ ३१ ॥ तं पासिवि अज्जुणओ-मुग्गर मुग्गाविउ पहावित्था । दिट्ठो सुदसणेण-सो इतो कुवियकालु व्व ॥ ३२ ॥ तत्तो अभीयचित्तो-भुव पमज्जित्तु पुत्तअतेण । वदिय जिणिंदचदे-वयउच्चार सय कुणइ ॥ ३३ ॥ भुवण जियाण सरणा-जिणाय सिद्धाय सव्वसाहूय । तह केवलि पन्नत्तो-धम्मो

માટે હે પુત્ર ! તુ જિનને નમવા તથા ધમ સાભળવા જા નહિ કેમકે, નહિ તો જલદી તારા શરીરની વ્યાપત્તિ થશે (૨૭) માટે હે વત્સ ! તું ઇહા રહીનેજ શ્રમણ ભગવાન્ વીરપ્રભુને વાંદ, અને તે ભગવાનની પૂર્વે સાભળેલી દેશના સભાર (૨૮) ત્યારે સુદર્શન બોલ્યો કે, જ્યારે ત્રિલોકનાથ પોતે ઇહાં પધાર્યા છે, ત્યારે તેમને નમ્યા વગર તથા ધમ સાંભળ્યા વગર શી રીતે ખાવુ ઘટે ? [ ૨૯ ] વળી શ્રી વીરના વચન શ્રવણરૂપ અમૃત પાનથી સીચાયલા મારા શરીરને વિષમ વિષની માફક મૃત્યુ શુ કરનાર છે ? (૩૦) માટે ઇહાં જે થવાનુ હોય તે થાઓ એમ કહીને આગ્રહ પૂર્વક માબાપની રજા લઇ ભગવાનને નમવા નીકળ્યો. [ ૩૧ ] તેને જોઇને અર્જુન માળી મુદ્ગર ઉગામતો થકો દોડયો, તે જાણે કોપેલો કાળ આવતો હોય તેવો દેખાવા લાગ્યો (૩૨) ત્યારે નિર્ભય રહીને વસ્ત્રના અંત વડે જમીન પ્રમાર્જિને જિનેદ્રને વાદી પોતે વ્રતનો ઉચ્ચાર કરતો હતો (૩૩) જગતના જીવોને શરણ કરવા લાયક અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવળી ભાષિત ધમ એ મને

सरण मह हवेउ ॥ ३४ ॥ नीसेसजंतुसंताण-ताणपम्मलपयावदुल्ललिओ। तिहुयणजणनयचलणो-वीरजिणो चेव मज्झ गई ॥ ३५ ॥ सागार सवरण करेई खर्मेई जंतुणो सव्वे । निंदेइ दुक्कडाइ-अणुमोयइ सयलसुकयाइ ॥ ३६ ॥ जइ मुच्चिस्स मियाओ-उवसग्गाओ तओ य पारिस्स । इय चिंतिय नवकार-ज्झायंतो ठाइ उस्सग्गं ॥ ३७ ॥ मुग्गर मुल्लालंतो-जक्खो त अक्कमेउ मत्रयंतो । पुरओ चिट्ठइ संतो-अणमिसनयणेहि पिच्छंतो ॥ ३८ ॥ खणमित्तेण सठाण पत्तो नियमुग्गर गहिय जक्खो । छिन्नतरु व्व ज्जुणओ-पडिओ सहसत्ति धरणीए ॥ ३९ ॥ नाऊण निरुवसग्ग-मिट्ठी पारेइ तयणु उस्सग्गं । जपइ सुदंसणं पइ-इयरो वहु लहिय चेयन्न ॥ ४० ॥ कोसि तुम कत्थय पत्थिओ-सि सो भणइ सावओ अहय । सपत्थिओ म्हि वीर-नमिउ सोउ च धम्मकहं ॥ ४१ ॥ अह भणइ अज्जुणो विहु-सिट्ठि तए सह अह जिणं नमिउ । सोउ

---

શરણુ હો. ( ૩૪ ) તમામ જંતુઓને ત્રાણુ કરવા સમર્થ છે પ્રતાપ ગુણુ જેનો અને ત્રણે જગતના જનોએ નમ્યા છે ચરણુ જેના, એવા વીર પ્રભુજ મારા આધાર છે [ ૩૫ ] એમ કહીને તે સાગારી અણુસણુ કરી સર્વ જીવોને ખમાવવા લાગ્યો. તેણે પોતાનાં દુષ્કૃત નિંદ્યાં અને સઘળા સુકૃતોની અનુમોદના કરી [ ૩૬ ] તેણે ચિંતવ્યું કે, જો આ ઉપસર્ગથી હું છુટીશ તો મારે કાયોત્સર્ગ પારવો એમ વિચારી તે કાયોત્સર્ગ કરી નવકાર ધ્યાતો રહ્યો [ ૩૭ ] હવે યક્ષ મુદ્ગરને ઉછાળતો થકો તેના પર આક્રમણ કરવા અસમર્થ બન્યો થકો શાંત થઇ નિર્નિમેષ દૃષ્ટિએ તેને જોતો રહી ક્ષણભર ત્યાં ઉભો રહ્યો. ( ૩૮ ) બાદ તે યક્ષ પોતાનો મુદ્ગર લઇને તેના શરીરમાંથી નીકળી સ્વસ્થાને ચાલ્યો ગયો, ત્યારે કપાયલા ઝાડની માફક અર્જુનમાળી જમીનપર પડ્યો [ ૩૯ ] ત્યારે ઉપસર્ગ ટળ્યો જાણીને સુદર્શન શેઠ કાયોત્સર્ગ પાર્યો, તેવામાં અર્જુન માળી પણ ચેતના પામ્યો એટલે સુદર્શન શેઠ પ્રતે આમ કહેવા લાગ્યો ( ૪૦ ) તું કોણ છે ? અને ક્યાં જાય છે ? ત્યારે સુદર્શન શેઠ બોલ્યો કે, હું શ્રાવક છું, અને વીરપ્રભુને નમવા, અને ધર્મ કથા સાંભળવા ચાલ્યો છું ( ૪૧ ) ત્યારે અર્જુન માળી બોલ્યો કે, હે શેઠ ! તારી સાથે

च धम्म मिच्छामि आह सिट्ठी तओ एव ॥ ४२ ॥ भद्द इह मणुयजम्मस्सा–सारफल मित्तिय चिय जयंमि । ज कीरइ जिणवदण–धम्म कहासवण माईय ॥ ४३ ॥ इय भणिय तेण सहिओ–सुदसणो पत्तओ समोसरणे । पणविहअभिगमपुव्व–पयओ पणमेइ जिणनाह ॥ ४४ ॥ हर्सिस सुपुन्ननयणो–वियसियवयणो कयजली सुमणो । भत्ति बहुमाणपवणो–इय निसुणइ देसण पहुणो ॥ ४५ ॥

तथाहि,

भो भविया कहमावि लहिय–मणुयजम्म हवेह पवणमणा । जिणवरपवयणसवणे–दुहहरणे सयलसुणकरणे ॥ ४६ ॥

जओ,

सुआ जाणइ कल्लाण–सुआ जाणइ पावग । उभयपि जाणई सुआ ज छेय तं समायरे ॥ ४७ ॥ अह.सहति भूरे कुलिशति क्रोधानले नीराति ।| स्फूर्ज ज्जाड्यतमो भरे ।मिहिराति श्रेयोद्रुमे मेघाति । माद्यन्मो-

---

ચાથી હુ પણ તે જિનને નમવા અને ધમ સાભળવા ઇચ્છુ છુ ત્યારે શેઠ આ રીતે બોલ્યો ( ૪૨ ) હે ભદ્ર ! જિન વદન અને ધર્મ કથાનુ શ્રવણ કરવુ એજ આ મનુષ્ય જન્મનુ ઉત્તમ ફળ છે ( ૪૩ ) એમ કહીને તેને સધાતમાં લઇ સુદર્શન શેઠ સમોસરણમા આવી પાંચ અભિગમ પૂર્વક પ્રયત બની જિનેશ્વરને વાદતો હવો [ ૪૪ ] તે શેઠ હર્ષાશ્રુથી ભરાયના નેત્રવાળો અને વિકસિત મુખવાળો થઇ હાથ જોડી શુદ્ધ અત કરણથી ભક્તિ અને બહુમાન રાખી આ રીતે પ્રભુની દેશના સાંભળવા લાગ્યો [ ૪૫ ] દેશના—હે ભવ્યો ! તમે જેમ તેમ કરી મનુષ્ય જન્મ પામ્યા છો, માટે સકળ દુખ હરનાર અને સકળ સુખ કરનાર જિન પ્રવચનને સાભળવામા તત્પર થાઓ ( ૪૬ ) જે માટે કહ્યુ છે કે, સાભળ્યાથી કલ્યાણ જાણી શકે—સાભળ્યાથી પાપ જાણી શકે એ બન્ને સાંભળ્યાથી જાણે—પછી જે રૂડુ લાગે તે આચરે [ ૪૭ ] સમ્યગ્ ધર્મના વિચાર વાળા વચનનુ સાભળવુ તે પ્રાણિઓના પાપ સમુદ્રરૂપ પર્વતને ચિરવામા વજ્ર સમાન

हसमुद्रशोषणविधौ कुंभोद्भव त्यन्वहं । सम्यग्धर्मविचारसार वचनस्या कर्णन देहिनां ॥ ४८ ॥ धम्मो य तत्थ दुविहो–सव्वे देसे य तत्थ सव्वमि । पंच य महव्वयाई–देसे पुण वारस वयाइ ॥ ४९ ॥ इह सुणिय हट्ठतुट्ठो–सिट्ठी नमिउ जिणिंद पयकमल । कयकिच्चं मन्नतो अप्पाण नियगिह पत्तो ॥ ५० ॥ अज्जुणओ पुण वेग्ग–परिगओ जिणवरिंदपयमूले । छट्ठ क्खमण अभिग्गह–जुत्त दिक्ख पवज्जेइ ॥ ॥ ५१ ॥ अक्कोसता लणाई–सहिउं काउ वय च छम्मास । पासद्ध सलिहिउ–सिवं गओ खविय कम्माइ ॥ ५२ ॥ सिट्ठी सुदसणो विहु-चिरकालं दसण पभावित्ता । पालेऊण वयाइ–सुक्खाणं भायण जाओ ॥ ५३ ॥

इत्यागमाकर्णन बद्धचित्तः—
सुदर्शन प्रापफलं विशिष्टं ।

---

છે, ક્રોધરૂપ અગ્નિને સમાવવામા પાણી સમાન છે, ફેલાતા અજ્ઞાનરૂપ અધારાને હરવામા સૂર્ય સમાન છે, કલ્યાણરૂપ ઝાડને સીચવામા મેઘ સમાન છે, અને ઉછળતા મોહરૂપ સમુદ્રને શોષવામાં હમેશ અગસ્તિ રૂપી સમાન છે (૪૮) ત્યા ધર્મ બે પ્રકારે છે—સર્વથા અને દેશ થકી ત્યા સર્વથા ધર્મ તે પાચ મહાવ્રત છે, અને દેશથી ધર્મ તે બાર વ્રત છે [ ૪૯ ] આ સાભળીને શેઠ હૃષ્ટતુષ્ટ થઇ જિનેદ્રના ચરણકમળને નમી પોતને કૃતકૃત્ય માનતો થકો ઘરે આવ્યો (૫૦) હવે અર્જુનમાળી વૈરાગ્ય પામી જિનેશ્વર પાસે છઠ ને અઠમ તપ કરવાની પ્રતિજ્ઞા પૂર્વક દીક્ષા લેવા લાગ્યો (૫૧) ત્યાં તે આક્રોશ અને તાડન વગેરે સહી છ માસ લગી વ્રત પાળી પદર દિનની સલેખના કરી કર્મ ખપાવી મોક્ષે ગયો (૫૨) સુદર્શન શેઠ પણ ચિરકાળ સમ્યકત્વની પ્રભાવના કરતો થકો વ્રત પાળીને (સ્વર્ગે પહોચી) સુખનુ ભાજન થયો (૫૩) આ રીતે આગમ સાભળવામા રસિક બનેલો સુદર્શન ઉત્તમ ફળ પામ્યો, માટે હે ભવ્ય જનો !

ततः सुधर्मद्रुम वाटिकायां—
धर्मश्रुतौ भव्यजना यतध्व ॥ ५४ ॥

# इति सुदर्शन श्रेष्टि कथा.

## ( बीजुं लिंग. )

इत्युक्तो व्रतकर्मणि आकर्णन इति प्रथमो भेद'—सम्प्रति ज्ञानाख्य द्वितीय भेद व्याचिख्यासु गाथोत्तरार्द्ध माह

## [ मूळ. ]

भगयभेयइयारे—वयाण सम्म वियारेइ ३५

तमे પણ ધર્મદ્રુમની વાડીરૂપ ધર્મ શ્રુતિમા યત્નવાન્ થાઓ ( ૫૪ )

એ રીતે સુદર્શન શેઠની કથા છે

હવે બીજું લિંગ કહે છે.

વ્રત ક્રિયામા આકર્ણનરૂપ પહેલો ભેદ કહ્યો. હવે જ્ઞાન નામે બીજો ભેદ વર્ણવવા માટે ગાથાનુ ઉત્તરાર્દ્ધ કહે છે

મૂળનો અર્થ

વ્રતોના ભાગા ભેદ અને અતિચાર રૂડી રીતે વિચારે. ૩૫

( टीका. )

व्रताना मणुव्रतादीना मिहेन गाथार्द्धे भेदातिचारप्रस्तावे वक्ष्यमाण-स्वरुपाणा—भंगकान् द्विविधत्रिविधेत्यादीन् अनेकप्रकारान्—सम्म ति स-म्यक् समयोक्तेन विधिना—विजानात्यवबुध्यते.

तथाहि.

इह भंगकाः षड्भगी—नवभगी—एकविंशतिभगी—एकोनपचाश-द्भगी—सप्तचत्वारिंशच्छतभंगी—गताः

तत्र षड्भंगीगता एव.

दुविहतिविहेण पढमो[१]—दुविहदुविहेण वीयओ होइ[२],
दुविह एगविहेण[३]—एगविहं चेव तिविहेणं,[४]
एगविहदुविहेणं[५]—इक्किकविहेण छट्ठओ होइ[६] (त्ति)

---

ટીકાનો અર્થ.

વ્રતો એટલે અણુવ્રતો કે જેમનુ સ્વરૂપ આજ ગાથાર્ધમા ભેદ અને અતિચાર ॥ પ્રસ્તાવમાં કહેવામાં આવનાર છે, તેમના ભાગા એટલે " દુવિહં તિવિહેણ " વગેરે અનેક પ્રકારે તેમને સમ્યક્ એટલે શાસ્ત્રમા કહેલ વિધિએ કરી જાણે એટલે સમજે.

તે આ રીતે—

અહીં ભા॥ આ પ્રમાણે છે ૭ ભગી, નવ ભગી, એકવીશ ભાગા, ઓગણપચાશ ભાગા, અને એકસો સડતાળીશ ભાગા

ત્યા ૭ ભગી આ પ્રમાણે છે.

દ્વિવિધ ત્રિવિધ પહેલો ભાગો—દ્વિવિધ દ્વિવિધ બીજો ભાગો
દ્વિવિધ એકવિધ ત્રીજે ભાગો—એકવિધ ત્રિવિધ ચોથો ભાગો
એકવિધ દ્વિવિધ પાચમો ભાગો—એકવિધ એકવિધ છઠ્ઠો ભાગો.

स्थापना चेयं

| २ | २ | २ | १ | १ | १ |
|---|---|---|---|---|---|
| ३ | २ | १ | ३ | २ | १ |

एतेएव त्रिविधत्रिविध–त्रिविधद्विविध–त्रिविधैकविध–स्वरूपानुमति प्रत्याख्यानसहित–भगत्रिकयुक्ता नव.

तत्र चेय गाथा.

तिन्नि तिया तिन्नि दुया–तिन्नि कि का य हुंति जोगेछ,
तिदुइक्क तिदुइक्कु–तिदुइक्क चेव करणाइ.

---

એની સ્થાપના આ રીતે છે.

| ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ |
|---|---|---|---|---|---|
| ૩ | ૨ | ૧ | ૩ | ૨ | ૧ |

એ ૭ ભાગાભાજ ત્રિવિધ ત્રિવિધ, ત્રિવિધ દ્વિવિધ અને ત્રિવિધ એકવિધરૂપ અનુમતિ પ્રત્યાખ્યાનના ત્રણ ભાગા ઉમેરતા નવ ભાંગા થાય

ત્યા આ ગાથા છે

યોગના ત્રણ ત્રિક, ત્રણ દ્વિક અને ત્રણ એકક થાય છે અને કરણમા ત્રણ બે એક, ત્રણ બે એક અને ત્રણ બે એક આવે છે ( સ્થાપના ઉપર મુજબ જાણવી )

૭ ભાગાજ બધા ઉત્તર ભાગા સહિત બોલીયે તો એકવીશ ભાંગા થાય ( સ્થાપના ઉપર મુજબ )

स्थापना चेयं

| क | का | अ | ३३३ | २२२ | १११ |
|---|---|---|---|---|---|
| म | व | का | ३२१ | ३२१ | ३२१ |

षड्भगा एव सर्वोत्तरभगविवक्षया एकविंशतिः

स्थापना चेयं.

| क | का | ० | २ | २ | २ | १ | १ | १ |
|---|---|---|---|---|---|---|---|---|
| म | य | का | ३ | २ | १ | ३ | २ | १ |
| उत्तर भगा | | | १ | ३ | ३ | २ | ६ | ६ |

तथा पूर्वोक्ता एव नवभगापेक्षया एकोनपचाशत् भवति

तत्रेयं गाथा.

पढमे भगे एगो–लब्भइ, सेसेसु तिय तिय तिय तिः
नव नव तिन्निय नव नव–सव्वे भगा इगुणवन्ना.

---

વળી એજ ભાગા નવ ભાગાની અપેક્ષાએ ૪૮ થાય

ત્યાં આ ગાથા છે

પહેલા ભાંગામાં એક લાભે, બીજા ત્રીજા ચોથામા ત્રણ ત્રણ ત્રણ લાભે, પાંચમા છઠ્ઠામાં નવ નવ લાભે, સાતમામાં ત્રણ લાભે અને આઠમા નવમામા નવ નવ લાભે, બધા મળી ૪૯ થાય

एतएव कालत्रयगुणिताः सप्तचत्वारिंश शत भवति एते च एकव्रतभंगका उक्ताः द्विकादिव्रतसंयोगप्रकारेण पुनरनेकविधाः

तदानयनोपायगाथा चेयं.

एगवए छब्भगा[1]—नव[2] गवीसे[3] गुवन्न[4] सीयाल,[5]
एगहिय छाइ गुणिया—छाइ जुया वयसमा भगा.

अस्या इयमक्षरगमनिका

एकस्मिन् व्रते प्राणातिपातादिलक्षणे केवल इति शेषः पट्भगका भवंति, तथा नव, एकविंशतिः, एकोनपचाशत्, सप्त चत्वारिंश शतमित्यध्याहारः,—द्विकादिव्रतसयोगे पुन स्तएव षडादिका भगा एकाधिकषडादिगुणिता क्रमेण सप्त–दश–द्वाविंशति–पचाशत्–अष्टचत्वारिंशदधिक शतगुणिताश्चेत्यर्थ'—षडादियुक्ताश्चेति षट्—नव—एकविंशति—एको-

---

એ ૪૯ ભાગાનેજ ત્રણ કાળથી ગુણતા ૧૪૭ થાય એક એક વ્રતના ભાગા
ા દ્વિકાદિ વ્રત સયોગના પ્રમારે તો અનેક પ્રકારના ભાગા થાય

તેને લાવવા માટેના ઉપાયની ગાથા આ પ્રમાણે છે

એક વ્રતમા છ, નવ એકવીશ, ઓગણપચાસ અને એકસો સડતાળી ભાગા
ાય છે, તેઓને એકાધિક ૭ વગેરેથી એટલે ૭—૧૦—૨૨—૫૦ અને ૧૪૮ થી ગુણી
ામા ૭ વગેરે સખ્યા ઉમેરવી એમ જેટલા વ્રત છે, તેટલી વાર કર્યાથી ભાગા
ાર થાય છે

આ ગાથાની અક્ષરાી યોજના આ પ્રમાણે છે

એક વ્રતમાં એટલે પ્રાણાતિપાતાદિકમાના કોઇ પણ એક વ્રતમા ૬, ૯, ૨૧,
૪૯ કે ૧૪૭ ભાંગા થાય છે હવે તેમા બીજા વ્રત વગેરેનો સયોગ કરતાં તેજ ૭ વગેરે
ભાંગા એકે અધિક ૭ વગેરેથી એટલે અનુક્રમે ૭, ૧૦, ૨૨, ૫૦ કે ૧૪૮ થી ગુણવા.

नपचाशत्— सप्तचत्वारिंशदधिकशतयुक्ताश्चेत्यर्थः— ततः किमित्याह— वयसमत्ति ईप्सितद्वितीयादिव्रतसङ्ख्यासमानवारागुणिता भंगका भवति.

इदमत्र हृदयं.

इहकिल षड्भंग्याः प्रथमव्रते भंगाः षड्—तएव व्रतद्विकसंयोगे सप्तति गुणिता जाता द्विचत्वारिंशत्—तत्र षड् प्रक्षिप्ता—जाता अष्टचत्वारिंशत्.

सैव व्रतत्रिकसंयोगे सप्तगुणने षड् प्रक्षेपे च जाता द्विचत्वारिंश दधिकशतत्रयरूपा ( ३४२ )

एवं व्रतचतुष्कादिसंयोगेपि सप्तगुणन—षड्प्रक्षेपक्रमेण तावद्गतव्यं यावदेकादश्या वेलायां द्वादशव्रतसंयोगभंगसङ्ख्या १३८४१२८७२००.

अत्र गाथा.

तेरस कोडिसयाइ—चुलसी कोडी उ, बारसय लक्खा,
सगसीइ सहस, दो सय—सव्वग्ग छक्कभंगीए.

---

પછી તેમા ૭ વગેરે એટલે ૬—૯—૨૧—૪૯ કે ૧૪૭ ઉમેરવા તેથી શુ થાય તે કહે છે એમ કર્યાથી ધારેલા બીજા વગેરે વ્રતની સખ્યા જેટલી વેળાએ ગુણતા ભાગા ૪૯ રહે છે

આનુ તાત્પર્ય આ છે

અહીં પહેલા વ્રતની ૭ ભગીમા ૭ ભાંગા છે, તે તેજ બે વ્રતના સયોગમા સાતે ગુણતા ૪૨ થાય, તેમા ૬ ઉમેરતાં ૪૮ થાય

તેજ ૪૮ની સખ્યા ત્રણ વ્રતના સયોગમાં સાતે ગણી ૭ ઉમેરતાં ૩૪૨ થાય એમ ચાર વ્રત વગેરેના સયોગમા પણ સાતે ગણી, ૭ ઉમેરવાના ક્રમથી ચાલ્યા જવુ, એટલે છેવે સરવાળે અગીઆરમી વેળાએ બાર વ્રતના સયોગના ભાંગા ૧૩૮૪૧૨૮૭૨૦૦ થશે

આહીં ગાથા

તેરસો ક્રોડ, ચોરાસી ક્રોડ, બાર લાખ, સતાસી હજાર બસો એટલા એકદર ૭ ભગીના ભાગા થાય

नवभग्यां तु प्रथमव्रते भगा नव, ततो द्विकादिव्रतसयोगे भगसख्या दशगुणन–नवकप्रक्षेपक्रमेण तावद्गतव्य याव देकादश्यां वेलाया द्वादश व्रतसयोगभगसख्या ९९९९९९९९९९९९.

एकविंशतिभग्या प्रथमव्रते एकविंशतिभगा–स्ततो द्विकादिव्रतसयोगे द्वाविंशतिगुणन–एकविंशतिप्रक्षेपक्रमेण तावद्गतव्य याव देकादशवेलाया द्वादशव्रतसयोगभगसख्या १२८५५००२६३१०४९२१५

एकोनपचाशद्भग्या प्रथमव्रते भगा एकोनपचाशत्–ततो द्विकादि-व्रतसयोगे पचाशद्गुणन—एकोनपचाशत्प्रक्षेपक्रमेण तावद्गतव्य यावदे-कादशवेलायां द्वादशव्रतसयोगभगसख्या

२४४१४०६२४९९९९९९९९९९९

---

નવ ભગીમાં પહેલા વ્રતમાં નવ ભાગા છે, તેથી દ્વિકાદિ વ્રત સયોગમા તે સખ્યાને દશે ગુણી નવ ઉમેરવાના ક્રમથી ચાલ્યા જવુ, એટલે અગીઆરમી વેળાએ બારે વ્રતના સયોગના ભાંગાની સખ્યા બાર નવકા થશે તે આ પ્રમાણે છે ( ૯૯૯૯૯૯૯૯૯૯૯૯ )

એકવીશ ભાંગામાં પટેલા વ્રતમા ૨૧ ભાગા છે, તેથી દ્વિમાદિ વ્રત સયોગમા બાવીશે ગુણી, એકવીશ ઉમેરતા જવુ, એટને અગીઆરમી વેળાએ બાર વ્રતના સયોગના ભાંગાની સખ્યા—

૧૨૮૫૫૦૦૨૬૩૧૦૪૯૨૧૫

ઓગણુપચાશ ભાગામા પહેલા વ્રતમા ૪૯ ભાગા છે, તેથી દ્વિકાદિ વ્રત સયોગમાં પચાશે ગુણી ૪૯ ઉમેરતા, અગીઆરમી વેળાએ બારે વ્રતના સયોગના ભાંગાની સખ્યા—

૨૪૪૧૪૦૬૨૪૯૯૯૯૯૯૮૮૮૯૯૯

सप्तचत्वारिंशशतभग्या प्रथमव्रते भगाः सप्तचत्वारिंश शतं–ततो द्विकादिव्रतसयोगे अष्टचत्वारिंशशतगुणन–सप्तचत्वारिंशशतप्रक्षेपक्रमेण तावद्गतव्य यावदेकादशवेलायां द्वादशव्रतसयोगभगसख्या

११०४४३४६०७७१९६११५३३३५६९५७६९५

एतेच भगका अक्षसंचारणया स्वधिया ह्युह्याः–एवमनेकधा व्रतानां भगान् विजानाति.

तथा व्रताना भेदान् सापेक्षनिरपेक्षादीन् तथा अतिचारान् वध बधादीन् विजानाति.

इहायमाशयः

इह किल श्रावकस्य पचाणुव्रतानि, त्रीणि गुणव्रतानि, चत्वारि शिक्षा व्रतानि भवति. तत्राणुनि लघूनि व्रतानि–अणुव्रतानि–अणोर्वा गुणापेक्षया

---

૧૪૭ ભાંગામાં પહેલા વ્રતમાં ૧૪૭ ભાંગા છે, તેથી દ્વિકાદિ વ્રત સયોગમાં ૧૪૮ વડે ગુણી ૧૪૭ ઉમેરતા અગીઆરમી વેળાએ બાર વ્રતના સયોગના ભાગાની સખ્યા નીચે મુજબ થાય છે

૧૧૦૪૪૩૪૬૦૭૭૧૯૬૧૧૫૩૩૩૫૬૯૫૭૬૯૫

એ ભાગાઓ લખોટા ફેરવીને પોતાની બુદ્ધિથી જાણી લેવા એમ અનેક પ્રકારે વ્રતોના ભાગાઓને જાણે

વળી વ્રતોના ભેદો એટલે સાપેક્ષ,-નિરપેક્ષ વગેરે પ્રકારો તથા વધ બધાદિક અતિચારોને જાણે.

ઇહા આ આશય છે

અહીં શ્રાવકનાં પાચ અણુવ્રત, ત્રણ ગુણ વ્રત અને ચાર શિક્ષા વ્રત છે ત્યાં અણુ એટલે નાના વ્રત તે અણુવ્રત, અથવા અણુ એટલે ગુણોની અપેક્ષાએ યતિથી લઘુ

यतिभ्यो लघो' श्रावकस्य व्रतान्यणुव्रतानि–अथवा देशनाकाले महाव्रत–प्ररूपणातोऽनु पश्चात् प्ररूपणीयानि व्रतान्यणुव्रतानि, तत्प्रथमतया हि धर्म शुश्रूषोः प्रथम महाव्रतानि प्ररूपणीयानि, ततस्तत्प्रतिपत्त्यसमर्थस्य पश्चादणुव्रतानि

यदाह

जइधम्मस्स समत्थे–जुज्जइ तद्देसणपि साहूण ( इति )

पच च तान्यणुव्रतानि च स्थूल प्राणातिपात विरमणादीनि–तत्रा न्यतीर्थिकैरपि प्रायः प्राणित्वेन प्रतीयमानत्वात् स्थूला द्वित्रिचतु पचेंद्रियास्ते च ते उच्छ्वासादिप्राणयोगात् प्राणाश्च स्थूलप्राणाः— भवति च तद्योगात् तद्व्यपदेशो–यथा दडयोगाद् दडः पुरुप इति–तेपामतिपातो वधो हिंसेति यावत्–तद्विरमण सकल्पमाश्रित्य प्रत्याख्यान प्रथम मणुव्रत॰

प्रत्याख्यान चावश्यकचूर्णावेवमुक्तः—

---

એવા શ્રાવકના વ્રત તે અણુવ્રત–અથવા દેશના સમયે મહાવ્રતોની પ્રરૂપણાના પછી પ્રરૂપાતા વ્રત તે અણુવ્રત જે માટે પેહેલ–પ્રથમ ધર્મ સાંભળનારને પહેલા મહા વ્રત કહેવામાં આવે છે ત્યાર બાદ તે નહિ સ્વીકારી શકે તો પછી અણુવ્રત કહેવાય છે

જે માટે કહેલુ છે કે, યતિ ધર્મ લેવા અસમર્થને અણુવ્રતની દેશના પણ સાધુએ દેવી તે અણુવ્રત પાચ છે સ્થૂળ 'પ્રાણાતિપાત' વિરમણ વગેરે ત્યા જેમને અન્ય તીર્થવાળા પણ પ્રાયે પ્રાણિપણે કબુલ કરે છે તે દ્વીંદ્રિયાદિક સ્થૂળ જાણવા તે ઉસાસા વિગેરે પ્રાણુના યોગથી પ્રાણરૂપે બોલવા સ્થૂળ પ્રાણો કહેવાય તેના યોગે તેજ કહી શકાય જેમકે દડના યોગે પુરૂષને પણ દડ કહી શકાય તે સ્થૂળ પ્રાણોનો અતિપાત એટલે વધ, અર્થાત્ હિસા તેનાથી વિરમણ એટલે સકલ્પને આસરી પ્રત્યાખ્યાન તે પહેલુ અણુવ્રત છે.

પ્રત્યાખ્યાન આવશ્યક ચૂર્ણીમા આ પ્રમાણે કહેલુ છે—

थूलग पाणाइवाय संकप्पओ पच्चक्खामि, जावज्जिवाए, दुविहंति विहेण—मणेण वायाए काएण—न करेमि न कारवेमि, तस्स भंते पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि.

संकल्पतो वधाभिसंधिमाश्रित्य, नारंभतोपि—गृहिणामारंभवर्जना संभवात्.

एतच्च व्रतं प्रतिपन्नेन पंचातिचाराः कदाचिदपि नासेवनीयाः

तेचामी,—

बंधो, वध, श्छविच्छेदोऽतिभारारोपणं, भक्तपानव्यवच्छेदश्चेति.

तत्र बंधो मनुष्यगवादीनां रज्जुदामकादिभिः संयमनं. अयं च द्विधा सभव-त्यर्थाय, अनर्थाय चे ति. तत्रानर्थाय तावन्न कदाचि द्विवेकिनासौ समाचरणीयः

સ્થૂળ પ્રાણાતિપાતને સંકલ્પથી તજું છું જીવતા સુધી, દ્વિવિધ ત્રિવિધ ભાગે કરીને, એટલે કે, મન, વચન અને કાયાથી તેને કરૂં નહિ, અને કરાવું નહિ હે પુજ્ય! તે બાબતની ભુલથી પાછો હઠું છું, નિંદુ છું, ગર્હુ છું, અને તેના પરિણામો દૂર કરૂં છું

અહીં સંકલ્પથી એટલે મારવાની બુદ્ધિને આસરીને પ્રત્યાખ્યાન છે નહિ કે આરંભથી પણ, કેમકે ગૃહસ્થથી આરંભ વર્જિ શકાય નહિ

એ વ્રતવાળાએ એવા પાંચ અતિચારથી દૂર રહેવું, તે પાંચ અતિચાર આ છે—બંધ, વધ, છવિછેદ, અતિભારારોપણ, અને ભક્તપાન વ્યવચ્છેદ ત્યાં બંધ એટલે માણસ કે બેલ વગેરેને દોરડાં દામણ વગેરેથી બાંધી રાખવું, તે બે પ્રકારે કરાય સ્વાર્થ માટે અને નિરર્થક ત્યાં નિરર્થક બંધ વિવેકીએ ક્યારે પણ કરવો નહીં

જે અર્થે બંધ છે, તે પણ બે રીતે છે સાપેક્ષ અને નિરપેક્ષ ત્યાં જ્યારે ચોપગા કે ચૌરાદિકને આગમાં બળી જવાની બીક ન રાખતાં, નિર્દયપણે મજબુતપણે અતિ ખેંચીને બાંધવામાં આવે, ત્યારે તે નિરપેક્ષ બંધ જાણવો, અને જ્યારે જાનવરોને એવી

यथार्थाय सोऽपि द्विधा–सापेक्षो निरपेक्ष श्च तत्र यदा चतुःपदचौरादिक प्रदीपनमरणा–घपेक्षां मुक्त्वा निर्दय निश्चलमत्यर्थमाक्रम्य वध्यते तदा निरपेक्षो–यदा तु चतुःपदानि तावत् तथा वध्नाति यथा प्रदीपनकादिपु तद्वधनस्य मोचनछेदनादिक्न कर्त्तुं शक्यते–द्विपदेपु तु दास दासी चौर वा पाठादिप्रमत्त पुत्रादिक वा तन्मरणादिभीरुतया सदय तथा वध्नाति यथा वद्धानामपि तेपा–मगानि सप्रवीचाराणि भवति–प्रदीपनकादिपु च विनाशो न सपद्यते, तदासौ सापेक्षः ॰

इहचायं मुनींद्रोपदेशो—य–च्छ्रावकेण तएव गवादयः परिगृहीतव्या ये अवद्धा अप्येवमेवासते भीतपर्पदा च तथा तेन भाव्य–यथा वधादिमतरेणापि दृष्टिदर्शनादि–मात्रतएव भीतो दासादिः सम्यक्प्रवर्त्तते. अथ कोपि न तथा प्रवर्त्तते तदा यथोक्त–स्वरूप सापेक्ष वंधमपि कुर्वन्न तमतिचरति. निरपेक्षे त्वस्मिन् विधीयमाने व्रतातिचार इति

---

રીતે બાધવામા આવે કે, આગમા તેઓ છુટા થઇ શકે, તથા દાસ દાસી ચોર કે ભણુવામા આળસુ પુત્રાદિકને તે મરી ન જાય તેવી બીક રાખીને દયા પૂર્વક બાધવામાં આવ્યા હોય, કે જેથી તેઓ શરીરની હેરફેર કરી શકે, ે આગમા બળી ન મરે, ત્યારે તે સાપેક્ષ કહેવાય

ઇહા જિનેદ્રનો એવો ઉપદેશ છે કે, શ્રાવકે એવાજ પશુઓ રાખવા કે, જે વગર બાંધ્યાં પણ તેમજ રહે વળી તેણે ધાકથીજ બધાને વશ રાખવાં કે જેથી બાધ્યા વગર ફકત નજર ફેરવવાથીજ ચાકર વગેરે બી જઇને સીધાં ચાલે કદાચ તેમ છતા કોઇ ન માને તો, ઉપર કહ્યુ તેમ તેને સાપેક્ષ બધ કરતાં પણ કઇ વ્રતને ઇજા નથી આવતી બાકી નિરપેક્ષપણે બાધે તો વ્રતાતિચાર લાગે

વધ એટલે લાકડી કે તાજણાથી મારવુ અહીં પણ અર્થ નિરર્થની વિચારણા બધ માફક કરવી વધુ એ છે કે, નિરપેક્ષ વધ તે નિર્દય તાડન જાણવુ જ્યારે ધાકથી

वधो यष्टिकशादिभिस्ताडनं. अर्थानर्थादिका तु भावना अत्रापि बंधवत् कार्या, नवरं-निरपेक्षो वधो निर्दयताडनं. भीतपर्षदोपि च यदि तस्य कश्चिन्न बिभेत्यतोऽसंगतं किंचिदाचरति तदा मर्माणि मुक्त्वा सदयस्य तं लतया दवरकेण वा सकृद्द्विर्वा ताडयतोपि सापेक्षो वधः.

छविस्त्वक्-तद्योगाच्छरीरमपि छवि-स्तस्य च्छेदोऽसिपुत्रिकादिभिः पाटनं छविच्छेद' अत्रापि भावना निगदितानुसारत एव कार्या, नवरं-करचरणकर्णनासिकागलपुच्छाद्यवयवान् निर्दयं छिंदानस्यासौ निरपेक्षः, अरर्गंडमांसांकुरादिकं च सदयं छिंदतः सापेक्षः—

भरणं भारो-ऽतीवभारोऽतिभार' प्रभूतस्य धान्यपूगफलादेर्वृषभादेः पृष्ठादावारोपणमतिभारारोपणं. इहचैवं पूर्वमुनिनिगदिता यातना.

या द्विपदचतुष्पदवाहनेन जीविका, सा श्रावकेण दूरत एव परित्याज्या. अथ कथमप्यन्यथासौ न भवेद् तदा द्विपदस्तावद्यावंतभारं स्वयमुत्क्षिप-

---

પણ નહિ ડરતા કોઇ ઉંધું ચાલે, ત્યારે મર્મ મુકીને દયા રાખી, તેને વેલા કે દોરાથી એક બે વાર મારતાં સાપેક્ષ વધ કહેવાય

છવિ એટલે ત્વચા ત્વચાના યોગથી શરીરને પણ છવિ કહી શકાય તેનો છેદ એટલે અસ્ત્રા વિગેરેથી કાપ તે છવિછેદ અહીં પણ પૂર્વ માફક ભાવના કરી લેવી કેવળ હાથ, પગ, કાન, નાક તથા ગળપુછ વગેરે અવયવોને નિર્દયપણે કાપતા નિરપેક્ષ ગણાય, અને શરીરમાં દરદરૂપે રહેલ અરૂ, ગાંઠ કે માંસના અંકુરા વગેરેને ઓછી પીડા થાય, તેમ કાપતાં સાપેક્ષ છે

ભરવું તે ભાર અતિશય ભાર તે અતિભાર બળદ વગેરેની પુઠે ઘણું ધાન્ય કે સોપારી વગેરે માલ લાદવું, તે અતિભારારોપણ અહીં પૂર્વાચાર્યોએ આ રીતે વિચાર ણા બતાવી છે

જે મનુષ્ય કે પશુપર ભાર ઉચકાવીને આજીવિકા કરવી તે શ્રાવકે નહિ કરવી છતાં કદિ તેમ કર્યા શિવાય નહિ ચાલે તો, માણસ પોતેથી જેટલો ભાર ઉચકાવે કે, જેટલો

न्यवतारयति च तावतमेव वाह्यते, चतुष्पदस्तु यावत भार वोढु क्षमते ततोऽसौकियताप्यूनः क्रियते–हलशकटादिषु पुनरुचितवेलायामसौ मुच्यते.

भक्तपानयो–र्भोजनोदकयो–र्व्यवच्छेदः अर्थानर्थादिचिंतनात्रापि तथैव कार्या. नवर–सापेक्षा रोगचिकित्सार्थ–मसौ सभवति–अपराधकारिणि च वाचैवब्रूयाद्यथा न दास्ये तव भोजनादि–शांतिनिमित्तचोपवासं कारयेत्–किं बहुना–यथा मूलगुणस्य प्राणातिपातविरमणस्य मालिन्य न भवति तथा यतितव्यमिति

अत्राह कश्चित्

ननु प्राणिनामतिपातएवानेन प्रत्याख्यातो न वधादय —ततस्तत्करणेऽपि कोस्य दोषो, यथागृहीतविरते–रखंडितत्वात् अथ वधादयोऽपि प्रत्याख्यातास्तेन, तर्हि तत्करणे व्रतभग एव, विरते' खडितत्वात्, कुतो-

---

ते पोते उचके अने उतारे चोपगु जनावर पण जेटलो भार उपाडी शके तेटलाथी कइक तेनापर उणो चडाववो, तथा हळ अने गाडामाथी तेने योग्य वखते छुटु करवु

भक्तपान एटले भोजन पाणी तेने बध राखवु, ते भक्तपा। व्यवच्छेद अहीं पण अर्थानर्थनी चिंता प्रथम माफक करवी त्या सापेक्ष ते रोगने टाळवा अर्थे करतां सभवे वळी अपराध करनारने फक्त वाणीथीज बीवराववु के, आज तने खावा नहि आपीश, तथा शांति निमित्ते उपवास कराववा पडे ते सापेक्ष जाणुवा कि बहुना–टुकामा मतलब ए छे के, जेम प्राणातिपात विरमणरूप मूळ गुणने डाघ न लागे तेम यत्न करवो

अहीं कोई एम पुछे के एणे तो प्राणीओनी हिसा करवानोज त्याग करेल छे, कइ बधादिकना पच्चखाण लीधेल नथी, माटे ते करता एने शो दोष छे ? केमके लीधेल त्याग अखड रहे छे हवे कहेशो के, बध वगेरेना पण तेणे पच्चखाण कर्या छे, तो ते करतां तेने व्रतभगज थवानो केमके विरति भगाई, माटे अतिचार शाना ? वळी बध

ऽतीचारस्तु ? किंच वधादीनामपि प्रत्याख्यायत्वेंगीक्रियमाणे प्रस्तुतव्रतेयत्ता विशीर्येत. वधादीना-मपि पृथग्व्रतत्वादिति.

अत्रोच्यते.

मुख्यवृत्त्या प्राणातिपात एव तेन प्रत्याख्यातो, न वधादयः—केवलं तत्प्रत्याख्यानेऽर्थतस्तेपि प्रत्याख्याता एव द्रष्टव्याः, प्राणातिपात-निबंधनभूतत्वात्तेषा.

यदितेपि प्रत्याख्यातास्तर्हि भवतु तत्करणे व्रतभंगो नातिचार इतिचेत्

नैव.

द्विविधं हि व्रत—अंतर्वृत्त्या, बहिर्वृत्त्या च. तत्र मारयामीतिविकल्प-शून्योऽपि यदा कोपाद्यावेशात् परप्राणप्रहाणनिरपेक्षो वंधादौ प्रवर्त्तते, नच स्तायुर्बलीयस्त्वादिकारणात्तस्य वधादिविषयीकृतस्य जंतोर्मृत्युः संपन्न-स्तदा दयापरिणतिवर्जिततया विरत्यनपेक्षप्रवृत्त्यो भग्नमंतर्वृत्त्या व्रत. प्रा-

---

વગેરેને પણ જો પ્રત્યાખ્યાનમાં લેવામાં આવે તો ચાલતી વ્રત, સંખ્યા તુટશે, કેમકે બંધ વગેરે જુદાં જુદાં વ્રત થઈ પડશે તેનો એ ઉત્તર છે કે, મુખ્ય વૃત્તિએ તો તેણે પ્રાણાતિપાતનેજ પ્રત્યાખ્યાન કરેલ છે, નહિ કે બંધાદિકને, તોપણ તેના પ્રત્યાખ્યાનમાં અર્થ થકી તે પણ પ્રત્યાખ્યાન થયાજ જાણવા, કેમકે તે પ્રાણાતિપાતનાં કારણભૂત છે

હવે જો તે પણ પ્રત્યાખ્યાન છે, તો ત્યારે તેમના કરવાથી વ્રતભંગ થાઓ, અતિચાર શેનો ?

ઉત્તર—એમ ના બોલો-કેમકે,

વ્રત બે પ્રકારનું છે અંતર વૃત્તિથી અને બહિર વૃત્તિથી. ત્યાં જ્યારે મારૂં છું એવા સંકલ્પથી રહિત છતાં પણ કોપાદિકના આવેશથી પરાયા પ્રાણ જતા રહેશે કે કેમ ? તેની અપેક્ષા એટલે દરકાર રાખ્યા વગર બંધ વગેરેમાં પ્રવર્ત્તે, તેમ છતાં સામા જીવનું

णिघाताभावात्तु वहिर्वृत्त्या पालित ततो देशस्य भननोद्देशस्यानुपालना-
दतिचारव्यपदेशः प्रवर्त्तते.

उक्त च.

न मारयामीतिकृतव्रतस्य-विनैव मृत्यु क इहातिचारः ?

इत्याशक्योत्तरमाह.

निगद्यते यः कुपितो वधादीन्-करोत्यसौ स्यान्नियमेऽनपेक्ष. १
मृत्योरभावान्नियमोऽस्ति तस्य-कोपाद् दयाहीनतया तु भग्न,
देशस्यभंगादनुपाळनाच्च-पूज्या अतीचारमुदाहरति २

यच्चोक्त-व्रतेयत्ता विशीर्येत इत्यादि-तदप्ययुक्त. विशुद्धहिंसादि-
विरतिसद्भावेहि वधादीनामभाव एवेति.

---

આયુષ્ય બળવાન હોવાથી તે જતુનુ મરણુ પણ નહિ થાય ત્યારે બાધનારને દયાનો પ
રેણામ ન હોવાથી અને વિરતિની દરકાર નહિ રાખવાથી અતર વૃત્તિએ તો વ્રત ભગાયુ-
છતાં પ્રાણિનો ઘાત નહિ થવાથી બાહેરથી વ્રત પળાયુ છે માટે દેશનુ ભજન થયુ, અને
દેશનુ પાલન થયુ તેનેજ અતિચાર કહેવામા આવે છે

જે માટે કહેલુ છે કે—

હુ મારૂ નહિ એવી પ્રતિજ્ઞા કરનારને મરણુ થયા વગર શેનો અતિચાર લાગે ?
આશકાનુ ઉત્તર કહે છે કે, જે કોપથી વધાદિક કરે તે વ્રતમા નિરપેક્ષ ગણાય સા-
નુ મૃત્યુ કદાચ ન થયુ, તેથી તેનો નિયમ કાયમ દેખાય છે પણ કોપથી દયાહીન
વાથી તે ભગાયોજ છે એમ દેશે ભગ થવાથી અને દેશે પળાયાથી આચાર્યો એને
અતિચાર કહે છે

વળી જે કહ્યુ કે એમ થતાં વ્રત સખ્યા તુટે તે પણ અયુક્ત છે, કેમકે હિસા-
દિકની જો ચોખ્ખી વિરતિ કાયમ રહે તો, ત્યા બધાદિક હોય શેના ?

तस्माद् बधादयोऽतिचारा एव, न पृथग्व्रतानि. वधादिग्रहणस्य चोपलक्षणत्वादपरेऽपि हिंस्रमंत्रतंत्रादयोऽतिचारतया द्रष्टव्याः

उक्त सातिचार प्रथममणुव्रत.

अथ स्थूलमृषावादविरमणलक्षण द्वितीय तदुच्यते.

तत्र स्थूलः परिस्थूलद्विपदादिवस्तुविषयोऽतिदुष्टविवक्षासमुद्भवः सचासौ मृषावादश्चानृताभिधानरूपः स्थूलमृषावाद–स्तस्य विरमण, नतु सूक्ष्मस्य–तस्य महाव्रतविषयत्वात्

स च कन्यागोभूम्यलीकन्यासापहारकूटसाक्षित्वभेदात् किल पचविधः

तत्र निर्दोषामपि कन्या सदोषा व्यत्ययेन वा वदतः कन्यालीक. कन्यालीक चोपलक्षणमात्र सर्वस्यापि द्विपदविषयालीकस्य.

---

માટે બધાદિક અતિચારજ છે, કઇ જુદા વ્રત નથી બધાદિક પાચ બાબતો લીધી છે, તે ઉપલક્ષણરૂપે છે, તેથી બીજા પણ હિસાજનક મ ત્ર ત ત્રાદિકો અતિચાર તરીકે જાણવા

આ રીતે અતિચાર સહિત પહેલુ વ્રત કહ્યુ

હવે સ્થળ મૃષાવાદ વિરમણ નામે બીજુ વ્રત વર્ણવીએ છીએ

ત્યા સ્થૂળ એટલે મોટી દ્વિપદ વગેરે વસ્તુ સબધી અતિ દુષ્ટ ઇચ્છાથી કરવામા આવતો મૃષાવાદ એટલે જુઠુ બાલવુ તે સ્થૂળ મૃષાવાદ તેનુ વિરમણ, સૂક્ષ્મનુ નહિ, કેમકે તે તો મહાવ્રતમા આવે છે

તે સ્થળ મૃષાવાદ પાચ પ્રકારે છે—કન્યા સબધી, ગાય સબધી, ભૂમિ સંબધી, તથા ન્યાસાપહાર અને કૂટ સાક્ષિત્વ

ત્યા નિર્દોષ કન્યાને સદોષ અથવા સદોષને નિર્દોષ કહેતા કન્યાલીક કહેવાય ક ન્યાલીક એ પદ તમામ દ્વિપદ સબધી અલીકનુ ઉપલક્ષણ છે

एव गवालीकमपि भावनीय–नवरमिद चतुष्पदविषयस्य सर्वस्याप्यलीकस्योपलक्षण

परसत्कामप्यात्मादिमत्का सुव वदतो भूम्यलीक इद च सर्वस्यापदविपयस्याप्यलीकस्योपलक्षण.

यद्येवकन्यादिविशेषापादानमुत्सृज्य सामान्येन द्विपदचतुष्पदापदग्रहणमेव कस्मान्न कृत ? तदतिरिक्तवस्त्वभावेन सग्रहसिद्धेः—सत्य किंतु कन्याद्यलीकाना लोकेऽतिगर्हितत्वाद्विशेषेण तद्वर्जनार्थं तदुपादान अतएव द्विपदादिविपयालीकतोऽन्यालीकासभवेऽपि लोकेऽतिगर्हिततया रूढत्वान्न्यासापहार–कूटसाक्षिकत्वे कन्यालीकत्वादिभ्य' पृथगुपात्ते

ननु तथापि न्यासापहारस्यादत्तादानविपयत्वादिहोपादानमसगत. सत्य, किंत्वपलापवचनस्य मृषावादविपयत्वाददोप'

---

એ રીતે ગવાલીક પણ સમઝ લેવુ તે ચતુષ્પદ સબધી તમામ અલીકનું ઉપલક્ષણ છે

પારકી જમીનને પોતાની કહેવી તે ભૂમ્યલીક છે આ પણ તમામ અપદ સબધી અલીકનુ ઉપલક્ષણ છે

કોઇ એમ સવાલ કરે કે, ત્યારે કન્યાદિ વિશેષ વ્યક્તિને નહિ લેતાં સામાન્યપણે દ્વિપદ—ચતુષ્પદ અને અપદને શામાટે નહિ લીધા ? કેમકે તેમ કરતાં તેથી ઉપરાંત કોઇ વસ્તુ નહિ રહેવાથી સર્વ સગ્રહ થઇ જાત તેનો એ ઉત્તર છે કે, હા, તે વાત ખરી છે, પણ કન્યાદિક સબધી અલીક લોકમાં અતિ ગર્હિત ગણાય છે, તેથી તેને વિશેષે કરી વર્જવા તે લીધા વળી એથીજ દ્વિપદ વગેરે અલીક શિવાય બીજા અલીક હોયજ નહિ, છતાં લોકમા અતિ ગર્હિતપણે ગણાતા ન્યાસાપહાર અને કૂટ સાક્ષિત્વને કન્યાલીકાદિક થકી જુદાં લીધાં છે

કોઇ પુછશે કે, તેમ છતાં પણ ન્યાસાપહાર તો અદત્તાદાન ગણાય, માટે તેને ઇહાં લેવુ ગેરવાજબી છે તેનો ઉત્તર એ છે કે, તેમાં અપળાતુ વાક્ય બોલવુ તે મૃષાવાદ છે, માટે તેને ઇહાં લેતા કશો વાંધો નથી

अत्रापि पचातिचारा वर्जनीयास्तद्यथा—

सहसाभ्याख्यान, रहसाभ्याख्यान, स्वदारमन्त्रभेदः, मृषोपदेशः, कूटलेख्यकरण चेति.

तत्र सहसानालोच्याभ्याख्यानमसद्दोषाध्यारोपण–यथा–चौरस्त्व, पारदारिको वेत्यादि.

रहसा एकान्तेन हेतुभूतेनाभ्याख्यान. इदमुक्त भवति–रहसि मन्त्रमाणानभिवीक्ष्य वदति–यथैष मन्त्रो मया ज्ञात., इद चेद च राजविरुद्धादिकमिह मन्त्रयत इति.

अत्राह नन्वभ्याख्यानमसद्दोषाभिधानरूपत्वान्मृषावाद एव. अतस्तदभिधाने व्रतभंग एव, कुतोऽतिचारता ?

सत्य, किंतु यदा परोपघातकमनाभोगादिनाभिधत्ते तदाऽसक्लेशभावेन व्रतनिरपेक्षत्वाभावान्न तद्भगः. परोपघातहेतुरूपत्वात्तु भग–

---

ઇહા પણ પાંચ અતિચાર વર્જવાના છે તે આ રીતે

સહસાભ્યાખ્યાન, રહસાભ્યાખ્યાન, સ્વ ાર મ ત્ર ભેદ, મૃષોપદેશ, અને કૂટલેખ્યકરણ.
ત્યા સહસા એટલે વગર વિચારે અભ્યાખ્યાન એટલે આળ ચ ાવવુ જેમકે તુ ચોર છે, અથવા પારદારિક [ વ્યભિચારી ] છે વિગેરે

રહસા એટલે એકાતના કારણે અભ્યાખ્યાન કરવુ એટલે કે, છાની સલાહ કરતા જોઇ કહેવુ કે, આ મ ત્ર મે જાણી લીધો કે, એઓ અમુક રાજવિરૂદ્ધ વગેરેની સલાહ કરે છે

ઇહાં કોઇ પુછે છે—વારૂ અભ્યાખ્યાન એટલે કુડા દોષ ચડાવવા તે તો મૃષાવાદજ છે, માટે તે બોલતા તો વ્રતભગજ થાય. માટે તેને અતિચાર કેમ ગણો છો ?

એનો ઉત્તર છે કે, જ્યારે પરને નુકશાન કરનાર વાક્ય અનાભોગાદિ કારણથી બોલી જવાય ત્યારે બોલનાર અસક્લિષ્ટ પરિણામી હોવાથી વ્રતથી નિરપેક્ષ નહિ ગણાય,

रूपतयातिचारतेति यदा तु तीन सक्लेशयुक्तोऽभ्याख्याति तदा व्रतनिरपेक्षत्वाद् भग एव.

आहच

- सहसब्भक्खाणाई–भणतो जइ करेज्ज तो भगो,
जइपुण णाभोगाईहिंतो तो होइ अइयारो

स्वदाराणा मत्रो विश्रभभापित–त्तस्य भेदोऽन्यकथन. दारग्रहण चेह मित्राद्युपलक्षण. अयमत्रानुवादरूपत्वेन सत्यत्वाथव्यतिचारो न घटते, तथापि मत्रितार्थप्रकाशनजनितलज्जादिभावत' स्वदारादेर्मरणादिसभवेन परमार्थतस्तस्यासत्यता

" सच्च पि त न सच्च–ज परपीडाकर वयण "

इत्यादिवचनात्.

अतः कथचिद्भगात्कथचनाभगादतीचारतेति.

---

માટે એ હિસાબે તે વ્રતભગ નહિ લેખાય, તેમજ તે પરને નુકશાન થવાનુ હેતુરૂપ હોવાથી ભગ પણ છે, માટે અતિચાર ગણાય બાકી જ્યારે તીવ્ર સકલેશથી અભ્યાખ્યાન કરવામાં આવે ત્યારે તો વ્રતના નિરપેક્ષપણાથી તે ભગજ છે જે માટે કહેલુ છે કે, સહસાભ્યાખ્યાન વગેરે જો જાણીબુઝીને કરવામા આવે તો ભગજ છે પરતુ તે અજાણપણુ વગેરેના લીધે કરવામા આવે તો અતિચાર ગણાય છે

પોતાની સ્ત્રીનો મત્ર એટલે વિશ્વાસ રાખી બોલેલી છાની વાત–તે બીજાને કહેવી તે સ્વદાર મત્ર ભેદ દાર શબ્દ મિત્રાદિકનુ ઉપલક્ષણ છે આ વાત તો જેવી સાંભળી હોય તે રીતે બોલતા સાચી હોવાથી ઇહાં અતિચાર નહિ ઘટે તોપણ છાની વાતના પ્રગટથી લજ્જાદિક થવાના કારણે સ્ત્રી વગેરે આત્મઘાત કરે, એમ સભવ હોવાથી પરમાર્થે તે અસત્ય છે

જે માટે કહેલુ છે કે, જે પર પીડાકારક વચન હોય, તે સાચુ છતા પણ સાચુ ન ગણવું માટે કાઇક ભગ થવાથી અને કાઇક રીતે નહિ ભગાયાથી અતિચારપણુ સમજી લેવુ

मृषा अलीक—तस्योपदेशो मृषोपदेशः—इद चैव चैव ब्रूहीत्यादिक-मसत्याभिधानशिक्षणमित्यर्थः इह व्रतसरक्षणे निर्गतापेक्षत्वादनाभोगादिना परेषा मृषोपदेश यच्छतोऽप्यतिचारता.

कूटलेखस्यासद्भूतार्थसूचकाक्षरलेखनस्य करण. इहापि मृषाभणन मेव मया प्रत्याख्यातमिद तु लेखनमिति भावनया मुग्धबुद्धेर्व्रतसव्य-पेक्षस्यातिचारता भावनीया, अन्यथा वा अनाभोगादिकारणेभ्योऽसौ वाच्येति. (छ)

उक्त सातिचार द्वितीयमणुव्रत

अथ स्थूलादत्तादानविरमणलक्षण तृतीयमुच्यते.

तत्र चौर्यारोपणहेतुतया प्रसिद्ध स्थूल इधननीरणधान्यादि, नतु कर्ण-शोधनशलाकादि—तच्च तददत्त च—तस्यादान ग्रहण—तस्य विरमण स्थूलादत्तादानविरमण.

---

મૃષા એટલે જુઠુ—તેનો ઉપદેશ તે મૃષોપદેશ—અર્થાત્ આ આમ અને આ રીતે બોલ એમ જૂઠુ બોલવાનુ શિક્ષણ આપવુ તે ઇહાં વ્રત રાખવામા નિરપેક્ષપણાથી અજાણપણે બીજાઓને મૃષાપદેશ આપતા પણ અતિચારપણુ સમજી લેવુ

કૂડા લેખ એટલે ખોટા અર્થ સૂચક અક્ષર લખવા ઇહા પણ મુગ્ધબુદ્ધિ હોઇ એમ વિચારે કે, મે મૃષાવાદજ ત્યાગ કરેલ છે, અને આ તો લેખ કરવો છે એમ ઇહા વ્રતની અપેક્ષાવાળો રહેનાથી એ અતિચાર ગણાય છે, અથવા બીજી રીતે અનાભોગાદિ કારણે અતિચારપણુ જાણવુ

આ રીતે અતિચારસહિત બીજુ અણુવ્રત કહ્યુ

હવે સ્થૂલાદત્તાદાન વિરમણ નામે ત્રીજુ વ્રત કહે છે

ત્યા ચોરીનું કારણ ગણાય એવુ બળતણ ઘાસ કે ધાન્ય વગેરે સ્થૂળ—નહિ કે કાનકોતરવાની સળી—તે અણદીધુ લેવુ—તેનાથી વિરમણ તે સ્થૂલાદત્તાદાન વિરમણ

इदं च सचेतनाचेतनमिश्रवस्तुविषयत्वात् त्रिधा.

अत्रापि पञ्चातिचारा वर्जनीयास्तद्यथा—

स्तेनाहृत, तस्कर प्रयोगो, विरुद्धराज्यगमन, कूटतुलाकूटमानकरण, तत्प्रतिरूपव्यवहारश्चेति.

तत्र स्तेनैश्चौरैराहृतमानीतं कुङ्कुमादि स्तेनाहृतं. इह लोभदोषात् काणक्रयेण गृह्णंश्चौरो व्यपदिश्यते.

यदाह.

चौरश्चौरापको मन्त्री-भेदज्ञः काणकक्रयी,
अन्नदः स्थानदश्चैव-चौरःसप्तविधः स्मृतः.

तदित्थं चौर्यकरणात् व्रतभंगो, वाणिज्यमेव मया विधीयतेनचौर्य-मित्यध्यवसायतो व्रतनिरपेक्षत्वाभावादभंग-इत्युभयरूपत्वादतिचारता.

---

એ ત્રણ પ્રકારે છે-સચિત્તસબધી, અચિત્તસબધી અને મિશ્રસબધી

અહીં પણ પાચ અતિચાર વર્જવાના છે તે આ રીતે —

સ્તેનાહૃત, તસ્કર પ્રયોગ, વિરુદ્ધરાજ્યગમન, કૂટતુલાકૂટમાનકરણ, અને તત્પ્રતિરૂપવ્યવહાર

ત્યા સ્તેન એટલે ચોર તેનણે આહૃત એટલે આણેલી કુકમ-કેશર વગેરે વસ્તુ તે સ્તેનાહૃત આવી ચીજને લોભના દાષે કાણક્રયથી એટલે ઓછી કીમતે ખરીદ કરવાથી ચોર કહેવાય છે

જેમાટે કહેલુ છે કે ચોર, ચોરી કરાવનાર, ભેદુ, ભાગેલુ ખરીદનાર, અન્ન દેનાર, સ્થાન દેનાર એમ સાત પ્રકારે ચોર કહેલ છે

માટે એ રીતે ચોરી કરવાથી વ્રતભગ છે, અને હુ વેપારજ કરૂં છુ-ચોરી નથી કરતા, એમ અધ્યવસાય હોવાથી વ્રત નિરપેક્ષ ન ગણાય, તેથી અભગ છે માટે અતિચાર ગણાય

तस्कराश्चौरा एव–तेषा प्रयोजन प्रयोगः–" किमिदानीं निर्व्यापारा स्तिष्ठथ यूयं–यदि शवलादिकं नास्ति भवतां तदह प्रयच्छामि–युष्मदानीतमोषस्य यदि विक्रायको न कश्चिदस्तितदाहं विक्रेष्ये–गच्छत चौर्यार्थं चूय "–मित्यादिवचनैश्चौराणां स्तेयक्रियायां व्यापारणमित्यर्थः

अत्रापि भंगसापेक्षनिरपेक्षताभ्यामतिचारताभावनीयेति.

विरुद्धो निजदेशस्वामिनः प्रतिपथी तस्य राज्य कटक देशो वा विरुद्धराज्य–तत्र निजस्वामिनो निषेधवचनमतिलंघ्य क्रमणं विरुद्धराज्यातिक्रमः अयच अत्रापि स्वस्वामिनो ऽननुज्ञातस्य परकटकादिप्रवेशस्य–

सामीजीवादिन्नं–तित्थयरेण तहेवय गुरुहिं,
ए यस्स उ जा विरई–अदिन्नदाणस्स सा विरई.

इत्यदत्तादानलक्षणयोगाद् विरुद्धराज्यातिक्रमकारिणां चौर्यदंड.

---

તસ્કર એટલે ચોર તેમને ઉશ્કેરવા તે તસ્કરપ્રયોગ તે આ રીતે કે " તમે કેમ હમણા નકામા બેઠા છો ? જો ભાથુ ન હોય તો હુ આપુ તમારા લૂટેલા માલનો કોઇ વેચનાર ન હોય તો હું આપીશ, માટે ચોરી કરવા જાઓ વેચીશ "એમ બોલી ચોરોને ચોરીમા વળગાડવા તે તસ્કર પ્રયોગ

ઇહા પણ ભંગની સાપેક્ષતા તથા નિરપેક્ષતાથી અતિચારપણુ ધારી લેવુ

વિરૂદ્ધ એટલે પોતાના દેશના સ્વામીનો દુશ્મન–તેનુ રાજ્ય એટલે સૈન્ય કે દેશ તે વિરૂદ્ધરાજ્ય–તેમા પોતાના સ્વામીનુ નિષેધ વચન ઉલ્લંઘીને દાખલ થવુ તે વિરૂદ્ધરાજ્યાતિક્રમ, અહીં પણ પરસૈન્ય પ્રવેશ તે સ્વસ્વામિનુ અનનુજ્ઞાત છે, તેથી તે અદત્તાદાનજ ગણાય જે માટે અદત્તા દાનનુ લક્ષણ આ પ્રમાણે છે કે, સ્વામિ, જીવ, તીર્થંકર, અને ગુરૂ તેમણે જે નહિ આપ્યુ હોય, તે અદત્ત અને તેની જે વિરતિ તે અદત્તાદાન વિરતિ

વળી વિરૂદ્ધરાજ્યમા જનારને ચોરીનો દંડ કરાય છે, તેથી તે અદત્તાદાન હોવાથી ભંગજ છે, છતાં આ તો હુ વેપારજ કરૂ છુ–ચોરી નથી કરતો, એવી ભાવના હોવાથી તે

योग्यतावाप्तेश्चादत्तादानरूपत्वाद्भग एव–तथापि वाणिज्य मेवेद मयाकृत न चौर्यमिति भावनया व्रतनिरपेक्षत्वाभावाल्लोके चौरोयमिति व्यपदेशा-भावाच्च ऽतिचारता.

कूटतुलाकूटमानयो–र्व्यवस्थापेक्षया न्यूनाधिकयो' करण कूट तुलाकू-टमानकरण.

तेन प्रस्तुतेन कुङ्कुमादिना प्रतिरूप सदृश कुसुभादि प्रक्षिप्यते यत्र व्यवहारे स तत्प्रतिरुपो व्यवहार', अथवा तत्प्रतिरूपेण सहजकर्पू-रादिसदृशेन कृत्रिमकर्पूरादिना यो व्यवहार' स तत्प्रतिरूपव्यवहार.

एतौ च कूटतुलाकूटमानतत्प्रतिरुपव्यवहारौ यद्यपि वचनापरिणामेन परधनग्रहणरूपतया व्रतभगरूपौ, तथापि क्षात्रखननादिकमेव चौर्य–मिद तुवाणिक्कलोपजीवनमेवेति स्वकीयकल्पनामात्रमपेक्ष्यातिचारतयोक्ताविति.

उक्त सातिचार तृतीयाणुव्रत.

---

વ્રતનિરપેક્ષ નહિ ગણાય તેમજ લોકમા આ ચોર છે એમ નહિ કહેવાતુ હોવાથી એને અતિચારપણુ ધારવુ

કૂડા તોલા અને કૂડા માન એટલે ઠરાવ કરતા ન્યૂનાધિક તોલમાપ તેનુ કરવુ તે કૂટતુલા કૂટમાન કરણ

તેના જેવુ એટલે તે કુકુમ વગેરેના જેવુ કુસુભ વગેરે નાખી જે વેપાર કરવો તે તત્પ્રતિરૂપ વ્યવહાર, અથવા તેના જેવા એટલે ખરા કપૂર જેવા બનાવટી કપૂર વિગેરે જે જે વેપાર કરવો તે તત્પ્રતિરૂપ વ્યવહાર જાણવો

આ બે કામ જો કે ઠગણાઇથી પરધન લેવારૂપે હોવાથી વ્રતભગ છે, તોપણ ખાતર પાડવુ તેજ ચોરી છે, અને આ તો વણિક્ કળા છે, એમ પોતાની કલ્પના રૂ તેની અપેક્ષાએ અતિચારરૂપે ગણાય છે

આ રીતે અતિચાર સહિત ત્રીજુ અણુવ્રત કહ્યુ

अथ परदारविरमण स्वदारसंतोषलक्षण चतुर्थमणुव्रतमुच्यते.

तत्र परे आत्मीयव्यतिरिक्ताः पुरुषा—स्तथा मनुष्यजात्यपेक्षया देवा-स्तिर्यंचश्च तेषां दाराः परिणीतसंगृहीतभेदानि नारीरूपाणि कलत्राणि-देव्य-स्तिरश्च्यश्चेति परदारा-स्तेषां विरमण वर्जन.

यद्यप्यपरिगृहीनादेव्यस्तिरश्च्यश्च काश्चित् संगृहीतु' परिणेतुः कस्यचिदभावाद्वेश्याकल्पा एव भवंति, तथापि परजातीयभोग्यत्वात् परदारा एव वर्जनीयाः.

तथा स्वदारैः संतोषो-यथा परकलत्र तथा वेश्यामपि वर्जयित्वा स्वदारै-रेव कश्चित् संतुष्यतीत्यर्थः

उपलक्षणत्वाद्योषिता स्वभर्तृव्यतिरिक्तस्य सामान्यतः पुरुषमात्रस्य वर्जनमित्यपि द्रष्टव्य.

---

હવે પરદાર વિરમણ સ્વદાર સંતોષરૂપ ચોથું અણુવ્રત કહીયે છીયે

ત્યાં પર એટલે પોતાના શિવાયના પુરૂષ-તથા મનુષ્ય જાતિની અપેક્ષાએ દેવો તિર્યંચ-તેમની દારા એટલે પરણેલી કે સંઘરેલી સ્ત્રીઓ, દેવીઓ અને તિર્યંચણીઓ તે પરદારા તેમનું વિરમણ એટલે વર્જન

જો કે અપરિગૃહીત દેવીઓ તથા તિર્યંચણીઓનો કોઇ સંઘરનાર કે પરણનાર કોઇ ન હોવાથી વેશ્યા સરખીજ ગણાય છે, તો પણ તે પરજાતિને ભોગવવા યોગ્ય હોવાથી પરદારાજ સમજીને વર્જવી

તથા સ્વદારાઓ વડે સંતોષ-એટલે કે પરદારા માફક વેશ્યાને પણ વર્જીને પોતાની સ્ત્રીઓવડેજ કોઇ સંતુષ્ટ રહે તે સ્વદાર સંતોષ

ઉપલક્ષણથી સ્ત્રીઓએ પોતાના ભર્તાર શિવાય સામાન્યપણે પુરૂષમાત્ર વર્જન કરવું, એ પણ જાણી લેવું

अत्रापि पचातिचारा वर्जनीया-स्तद्यथा.

इत्वरपरिगृहीतागमन, अपरिगृहीतागमन, अनगक्रीडा, परविवाहकरण, कामे तीव्राभिलाप-श्चेति.

अमीपा चाय विषयविभागः

परदारवज्जिणो पंच-होंति तिन्नि उ सदारसतुट्ठे,
इत्थी तिन्नि पच उ-भगगिप्पेहि नायव्वा.

तत्रापि इत्वर स्वल्पकाल परिगृहीता स्वीकृता या केनचित् काचिद् वेश्या-तस्या गमनं परदारवर्जकस्यातिचार-स्तस्यास्तावतं कालमर्थ प्रदानतः परेण परिगृहीतत्वे परदारत्वात्, वेश्यामेवैता याम्यह-न परकलत्रमिति स्वकल्पनामात्रतस्तु वेश्यारूपत्वादिति भाव'

अपरिगृहीता अनाथकुलांगना तस्यामपि गमन तस्यातीचारः-लो-

---

અહીં પણ પાંચ અતિચાર વર્જવાના છે તે આ છે —

ઇત્વર પરિગૃહીતાગમન, અપરિગૃહીતા ગમન, અનંગક્રીડા, પરવિવાહકરણ, અને કામમાં તીવ્રાભિલાષ

એમનો આ રીતે વિષય વિભાગ છે —

પરદારવર્જકને પાંચ અતિચાર હોય, અને સ્વદારસંતોષિને ત્રણ અતિચાર હોય, તેમજ સ્ત્રીને પણ ત્રણ અથવા પાંચ અતિચાર ભંગની વિકલ્પના કરી સમજી લેવા

ત્યાં ઇત્વર એટલે થોડો વખત પરિગૃહીત એટલે કોઇએ રાખેલી વેશ્યા-તેનું ગમન તે પરદારવર્જકને અતિચાર છે, કેમકે તે તેટલા વખત લગી બીજાએ પગાર બાંધી રાખેલ હોવાથી પરદારા છે, અને હું તો વેશ્યાનેજ સેવું છું-પરસ્ત્રીને નથી સેવતો, એમ સેવનારની કલ્પના પ્રમાણે તે વેશ્યા છે તેથી

અપરિગૃહીત એટલે નધણીયાતી સ્ત્રી તેનું ગમન તે અતિચાર છે, કેમકે લોકમાં

के तस्याः परदारत्वेन रूढत्वात्, कामुककल्पनया तु भर्त्रादेरनावतोऽपरदारत्वादितिभावः

एतौ च द्वावपि स्वदारसंतोषिणोऽतिचारतया न संभवतः—स्वदार व्यतिरेकिण्याः सर्वस्या अपि स्त्रियास्तेन प्रत्याख्यातत्वात् तद्गमेन व्रतभंगस्यैव प्राप्तेरिति भावः

अनंगःकामः तत्प्रधाना क्रीडा अधरदशनालिंगनकुचमर्दनिका. निधुवनमेव व्रतविषयो—नैषा इतिभावनया परदारेष्वेतां कुर्वत परदारवर्जकस्यातिचार—एवं स्वदारसंतोषिणोपि परदारादिष्वेतां कुर्वतोऽतिचारता वाच्या.

योषितस्त्वनयैव भावनया पुरुषे आलिंगनादि कुर्वत्या अतिचारता.

परेषां स्वकीयापत्यव्यतिरिक्तानां कन्याफललिप्सया स्नेहसंबंधादिना विवाहस्य विधानं पराविवाहकरणं. इदं च परदारवर्जकस्वदारसंतुष्टयो यो-

તે પરાઇ સ્ત્રી ગણાય છે, અને સેવનારની કલ્પનામાં તેનો ધણી ન હોવાથી તે પરદારા નથી

આ બે અતિચાર સ્વદાર સંતોષિને નહિ સંભવે, કેમકે સ્વદારા શિવાય બધી સ્ત્રીઓનો તેણે ત્યાગ કરેલ છે, માટે તો આવી સ્ત્રીઓ સાથે ગમન કરતાં તો વ્રતભંગજ લાગે

અનંગ એટલે કામ તેને જગાડનાર ક્રીડા તે હોઠ કરડવા, આલિંગન કરવું, સ્તન દાબવા વગેરે આવાં કામનો મેં ક્યાં ત્યાગ કરેલ છે, એમ વિચારી પરસ્ત્રીમાં તે કરતાં પરદારા વર્જક તથા સ્વદાર સંતોષિ એ બન્નેને એ અતિચાર લાગે છે

આજ વિચારથી સ્ત્રી પરપુરૂષ સાથે તેવા કામ કરે તો તે અતિચાર ગણાય

પર એટલે પોતાના સંતાન શિવાય બીજા તેમને કન્યા આપવાનું ફળ મેળવવામાટે કે સ્નેહના લીધે પરણાવવા તે પરવિવાહકરણ આ ત્રણેને અતિચાર સંભવે કેમકે જ્યારે

उ—णिग्गओ दविणअज्जण सयण्हे । पिच्छइ कत्थवि मग्गे—पारोह किंसुयतरुंमि ॥ ४ ॥

तो सरइ खन्नवाय-सो सुयपुव्व जहा अखीरदुमे । जइ दीसइ पारोहो—ता तस्स अहे धण मुणसु ॥ ५ ॥ बिल्लपलासेसु धुव-पारोहे थूलए बहुं दव्व । तणुए थोव तह निसि—जलरे बहु थोव मियरमि ॥ ६ ॥ विद्धे पुण पारोहे-रत्तरसे निग्गयमि रयणाइ । सेए रयय पीए-कणग, नहु नीरसे किंपि ॥ ७ ॥ इत्तियमित्ते देसे—पारोहो उच्चओ भवे उवरिं । तत्तियमित्ते देसे—अहे वि निहिच धण मुणसु ॥ ८ ॥ तणुए उवरिं पारोहे-हिट्ठा पिहुले धुव धण मुणसु । विवरीए तयभावो—इय निच्छेऊण धणमित्तो ॥ ९ ॥ " नमो धनदाय-नमो ध-

તૃષ્ણા ધરીને નગરથી રવાના થયો તેણે રસ્તે ચાલતા ક્યાક કિંશુક [ કેશુડાના ] ઝાડપર પરિસાને બેઠેલો જોયો [ ૪ ] ત્યારે તેને ખાણની વાત જે તેણે પૂર્વ સાભળેલી હતી, તે યાદ આવી તે આ રીતે છે કે, જો અક્ષીર ઝાડમા પારેવો બેઠેલો જણાય તો, તેના નીચે ધન દાટેલુ જાણવુ ( ૫ ) બિલ્લી અને પલાશ [ કિંશુક ] ના ઝાડપર મોટો પારેવો બેઠો હોય, તો ત્યા બહુ ધન હોય, અને નાનો પારેવો ( હોલો ) બેઠો હોય તો, થોડુ ધન હોય તેમજ રાતે ત્યા હોલો બોલે તો, બહુ ધન હોય, અને દિવસે બોલતો હોય તો, થોડુ ધન હોય. [ ૬ ] પારેવાને જખમ કરતા જો તેમાથી રાતુ લોહી નીકળે તો, ત્યા રત્નો હોય, જો ધોળુ લોહી નીકળે તો, રૂપુ હોય, જો પીળુ લોહી નીકળે તો, સોનુ હોય, અને જો કઇ પણ ન નીકળે તો કઈ ન હોય [ ૭ ] ત્યા જેટલો ઉચે પારેવો બેઠો હોય, તેટલુજ નીચે ખોદતા ધન જડે [ ૮ ] તે ઝાડનો ફણગો ઉપર સાંકડો અને નીચે પહોળો હોય, તો ત્યા નક્કી ધન જાણવુ, અને તેથી વિપરીત હોય તો, ત્યા ધન નહિ હોય, એમ નિશ્ચય કરી ધનમિત્ર નીચેનો મત્ર બોલી, તે ઠેકાણે ખોદવા લાગ્યો

**( મત્ર ) " ધનદને નમસ્કાર–ધરણેંદ્રને નમસ્કાર–ધનપાળને નમસ્કાર "**

છતા અપુણ્યના વશે તેણે ત્યા કેવળ અગારા ભરેલા ત્રાબાના બે કળશ જોયા ત્યારે તે વિષાદ પામી ચિતવવા લાગ્યો —પારેવાનુ પીળુ લોહી જોવાથી હુ નક્કી ધારતો

रयेंद्राय–नमो वनपालाय ”–इति मन पठन् सनातिस्म त प्रदेश किंतु अपुन्नवसेणु–केवल अगारपूरिय नियइ । तत्समयफलसमुदय––तओ इमो चितइ विसन्नो ॥ १० ॥ पारोप्पीयरसदमणेण कणयमि निच्छिए वि धुत्र । इंगाल च्चिय पिच्छेमि–केवले ही विगयपुन्नो ॥ ११ ॥ दविणत्थिणा नरेण–नह कायव्वो तहावि निव्वेओ । ज सव्वत्थवि गिज्जइ–सिरीइ मूल अनिव्वेओ ॥ १२ ॥ इय चिंतिय पुराए वि हु–बहु भूभागे खणेइ दविणकए । नय पावइ कागनियं पि कत्थइ अपुन्नवसा ॥ १३ ॥ सिक्खेइ धाउवाय–मुत्तु किलेस लहेइ नहु अन्न । होउ वणिओ तो चडइ पवहणे भज्जइ तयं तो ॥ १४ ॥ अह थल मग्गवणिज्ज करेइ अज्जेइ कहवि किंपि धण । तंपि नरेसरतक्कर–पमुहेहिं घिप्पए तस्स ॥ १५ ॥ तो सव्वपयत्तेण–ओलग्ग कुणइ निवइ–पभिईण । तहावि तदपुन्नवसओ–न तेवि किंपि हु पसीयंति ॥ १६ ॥ एव दुह सहतो–परिभमिरो महियले कयावि इमो । केवलकलिय गुण–

હતો કે, સોનુ નીકળશે, છતા ઇદા તો હાથ આવ્યા ! હુ અપુણ્યવાન્ હોવાથી કેવળ અંગારાજ જોઉં છું [ ૯–૧૦–૧૧ ] ( છતા તેણે વિચાર્યું કે ) દ્રવ્યાર્થી માણસે ગમે તેમ છતા પણ નાઉમેદ નહિ થવુ કેમકે સઘળા સ્થળે ગવાય છે કે હિમ્મત રાખવી એજ લક્ષ્મીનુ મૂળ છે ( ૧૨ ) એમ ચિતવીને આગળ પણ તેણે ઘણી જમીન ખોદી પણ અપુણ્યના યોગે કાણી કોડી પણ તેણે મેળવી નહિ [ ૧૩ ] તે ધાતુવાદ શીખ્યો પણ કલેશ શિવાય બીજુ ફળ તેને મળ્યુ નહિ ત્યારે તે વાણીયો થઈ વહાણવટ [ માલ લઈ ] ચડયો, ત્યા તે વહાણ ભાગી પડ્યુ ( ૧૪ ) હવે તે સ્થળ માર્ગે વેપાર કરવા લાગ્યો, ત્યા તે થોડુ ધન કમાયો, પરતુ ચોર અને રાજા વગેરાએ તે લઈ લીધુ [ ૧૫ ] ત્યારે ખુબ મહેનત લઈને તે રાજા વગેરેની ચાકરી કરવા લાગ્યો ત્યાં પણ તેના અપુણ્યના વશે કરીને તેઓએ તેને કઇ આપ્યુ નહિ ( ૧૬ ) એમ તે દુ ખ સહેતો થકો પૃથ્વી પર ભમતો રહી એક વેળાએ ગજપુર નગરમા ગુણસાગર નામના કેવળજ્ઞાની ગુરૂને જોયા ] ૧૭ ] તેને કર્મનો વિવર પ્રાપ્ત થયાથી તે બહુ બહુ માનપૂર્વક ગુરૂના ચરણે નમવા લા

सायर गुरु गयुरे ियर ॥ १७ ॥ सजायकम्मविरो-बहुबहुमाणेण नमइ गुरुचरणे । तो कहइ मुणिवरो तस्स-समुचिय धम्म कहमेव ॥ १८ ॥ धम्मेण धणसमिद्धा-जम्मो धम्मेण उतमकुलंमि । धम्मेण दीह माउ-धम्मेण उग्ग मारग्ग ॥ १९ ॥ सयलचउजलहिवलयमि--निम्मला भमइ धम्मओ किर्त्ती । हसियरइरमणरूव-रूव धम्माउ इह होइ ॥ २० ॥ ज भुजति सुराट-मणिरयणपहापहामिसदिसेसु । भुवणेसु भुवणवइणो-त सव्व धम्ममाहप्पं ॥ २१ ॥ ज हरिसभरुब्भत-निवचइ चक्किणो नमइ चलणे । त सुद्धधम्मकप्पदुमरस कुसुमुग्गम मन्ने ॥ २२ ॥ सरहससुरसुदरिकर--चालिय चलचारुचामरप्पीलो । सुरलोए सुरनाहो-हवेइ धम्मपभावेण ॥ २३ ॥ किं बहुणा भणिएण-धम्मेण हवति सयलसिद्धीओ । धम्मेण विमुकाण उ-जियाण न कयावि फलसिद्धी ॥ २४ ॥ त सोउ धणभितो-कयजली जपए नमिय सूरिं । एव मिण मुणिपुंगव ज तुब्भे-

---

ગે, ત્યારે તે મુનીશ્વર તેને ઉચિત એવી આ રીતે ધર્મ કથા કહેવા લાગ્યા ( ૧૮ ) ધર્મથી માણસો ધનવાળા થાય છે ધર્મથી ઉત્તમ કુળમા જન્મ મળે છે, ધર્મથી લાંબુ આયુષ્ય થાય છે, અને ધર્મથી ભરપૂર આરોગ્ય મળે છે [ ૧૯ ] ધર્મથી ચારે સમુદ્રના અંતવાળા ભૂમંડળમા નિર્મળ કીર્તિ ભમે છે, તેમજ ધર્મથી અહીં કામદેવ કરતા પણ અધિક રૂપ થાય છે [ ૨૦ ]

ભુવનપતિ દેવતાઓના મણિરત્નની પ્રભાથી ચારે દિશાઓને ઝળકતી કરતા ભુવનોમા જે સુખો ભોગવાય છે, તે બધુ ધર્મનુ માહાત્મ્ય છે ( ૨૧ ) વળી જે ચક્રવર્તિ રાજાના ચરણે હર્ષના જોરથી ઉદ્ભ્રાંત બનીને રાજાઓનો સમૂહ નમન કરે છે, તે શુદ્ધ ધર્મરૂપી કલ્પવૃક્ષના પુષ્પ છે, એમ માનુ છુ [ ૨૨ ] હર્ષવાળી સુરાંગનાઓના હાથે ચલાવવાના આવતા ચચળ અને સુંદર ચામરના મુગટવાળો દેવલોકનો ઇદ્ર પણ ધર્મના પ્રભાવથીજ થાય છે ( ૨૩ ) ઝાઝુ શુ કહીએ ? ધર્મવડે સકળ સિદ્ધિઓ થાય છે, અને ધર્મથી રહિત જીવોની કયારે પણ ફળસિદ્ધિ થતી નથી ( ૨૪ ) તે સાંભળીને ધ

हिं समाइह ॥ २५ ॥ जम्माउ वि मह दुक्ख-मुहणाच्चिय पहु तुमे सनाणेण । को हेउ पुण इइय-तो फहइ गुरु सुणसु भद्द ॥ २६ ॥ इह भरहे विजयपुरंमि—गगदत्तु त्ति गिहवई आसि । गगहा से दइया सो उ धम्म नाम पि नहु मुणइ ॥ २७ ॥ धम्मकरणुज्जुयाण—अन्नेसिं पिहु करेइ बहुविग्घे । मच्छरभरिओ कस्सवि—लाभं नहु सक्कए दट्ठु ॥ २८ ॥

जइपुण कहवि से पिच्छिरस्स ववहरइ कोइ बहुलाभ । एइ जरो सतमुहेहिं—तस्स इय वासरा जंति ॥ २९ ॥ अन्नदिणे करुणाए-सुंदरनामेण सावएण इमो । नीओ मुणीण पासे कहिओ तेहिंपि इय धम्मो ॥ ३० ॥ उवसमविवेगसवर—सारो जहसत्ति नियमतव पवरो । जिणधम्मो कायव्वो—अनुच्छलच्छीइ कुलभवण ॥ ३१ ॥ इय सुणिय किंचि भावेण—किंपि दाक्खिन्नओ वि गिण्हेइ, सो पइदिण चिइवदण—करणजुए भिग्गमघहे केवि ॥ ३२ ॥

---

નમિત્ર હાથ જોડી તે આચાર્યને નમીને કહેવા લાગ્યો કે, હે મુનીશ્વર ! તમે જે કહ્યુ તે તેમજ છે ( ૨૫ ) હે પ્રભુ ! મને જન્મથીજ દુખ પડતુ આવે છે તે તમે તમારા જ્ઞાને કરી જાણોજ છો, માટે તેમા શુ કારણ છે ? ત્યારે ગુરૂ બોલ્યા કે, હે ભદ્ર ! સાભળ ( ૨૬ ) આ ભરતમા વિજયપુર નગરમા ગગદત્ત નામે એક ગૃહપતિ હતો, તેને ભગધા નામે સ્ત્રી હતી તે ગૃહપતિ ધર્મનુ નામ પણ નહોતો જાણતો [ ૨૭ ] તે બીજાઓને પણ ધર્મ કરવા ઉજમાળ થતા જોઈ વિઘ્ન પાડતો, અને મત્સરથી ભરેલો રહી કોઇને પણ લાભ થતો જોઇ સહી શકતો નહિ ( ૨૮ ) તે જે વેપારમા કોઇને ઘણો નફો જોતો તો, તેને સાત મોઢે તાવ ચડી આવતો, એ રીતે તેના દિવસો જતા [ ૨૯ ] અન્ય દિવસે સુદર નામનો શ્રાવક તેને કરુણાથી મુનિઓની પાસે લઇ ગયો, ત્યા તેમણે આ રીતે તેને ધર્મ સભળાવ્યો ( ૩૦ ) ઉપશમ વિવેક, અને સવરવાળો તથા યથાશક્તિ નિયમ અને તપવાળો જિનધર્મ પાળવો, કે જેથી પુષ્કળ લક્ષ્મી પ્રાપ્ત થાય છે [ ૩૧ ] આમ સાભળીને કાઇક ભાવ તથા કાઇક દક્ષિણ્યતાથી તેણે દરરોજ દેવદર્શન કરવા વગેરેના

मुणिणो नमितु पत्तो–सगिहमि पमायपरवसो धणियं । भजइ अभिग्गहे केवि–केवि अइयरइ मूढमणो ॥ ३३ ॥ इक्कं पुण चिइवंदण-अभिग्गहं पालए निरइयार । कालक्कमेण मरिउ–सपइ सो एस त जाओ ॥ ३४ ॥ पूव्वकय दुक्कयवसा–तए इमं एरिस फलं पत्तं । जिणवदणप्पभावा–जायं मइ दसणाईयं ॥ ३५ ॥ इय सोउ धणमित्तो-संवेयगओ नमितु मुणिनाह । बहुदुक्खलक्खदलण–गिहिधम्म गिण्हए सम्म ॥ ३६ ॥ दिवसानिसिपढमपहरे–मुतु धम्मक्खण अहं सेस । सहसाणा भोगेण–विणा पओसं च वज्जिस्स ॥ ३७ ॥ एव गिण्हिय घोर–अ-भिग्गह वदिउं च गुरुचरणे पुरमज्झे कस्सइ सावगस्स गेहंमि उत्तरइ ॥ ३८ ॥ सूरुदए भागेण–उच्चिणिउ मालिणा समं कुसुमे । घरजिण-हरजिणपडिमाउ–निच्च मच्चेइ भत्तीए ॥ ३९ ॥ बीए पहरे लोयागमा-विरोहेण कुणइ ववसाय । सपज्जइ अकिलेसेण–तेण खलु भोयणं तस्स

કેટલાક અભિગ્રહ લીધા ( ૩૨ ) મુનિઓને નમીને તેણે પોતાને ઘરે આવી ભારે પ્રમાદી થઇને કેટલાએક અભિગ્રહો સમૂળા ભાગી નાખ્યા, તથા મૂઢ મન રાખીને કેટલાકમા અ તિચાર લગાડયા [ ૩૩ ] તે ફકત એક ચૈત્યવદનના અભિગ્રહને અતિચારરહિતપણે પા ળવા લાગ્યો, તે કાળક્રમે મરણ પામીને આ તું થયો છે ( ૩૪ ) એ રીતે પૂર્વે કરેલા દુષ્કૃતના વશે કરીને તે આવુ ફળ મેળવ્યુ છે, અને જિનવદનના પ્રભાવે કરીને તને આ મારા દર્શન થયા છે ( ૩૫ ) એમ સાંભળીને ધનમિત્ર સંવેગ પામી મુનીશ્વરને નમીને અનેક દુખોને ટાળનાર ગૃહિધર્મને સમ્યક્ રીતે અગીકાર કરવા લાગ્યો ( ૩૬ ) દિ વસ અને રાતના પહેલા પહોરે ધર્મના કામ સિવાય મારે બીજુ કામ નહિ કરવુ, તથા સહસાકાર અને અનાભોગ સિવાય કોઇની સાથે અદ્વેષ પણ નહિ કરવો ( ૩૭ ) આ રીતે ઘોર અભિગ્રહ લઇને ગુરૂના ચરણ વાદી નગરની અંદર કોઇક શ્રાવકના ઘરે આવી ઉતર્યો ( ૩૮ ) તે સૂર્ય ઉગતાં માળીની સાથે બાગમાં ફૂલો વીણીને ઘરદેરાસરની પ્રતિ માઓને નિત્ય ભક્તિથી પૂજવા લાગ્યો [ ૩૯ ] બીજા પહોરે લોક અને આગમથી અવિરૂદ્ધપણે તે વેપાર કરવા લાગ્યો, તેમાં તેને વગર મહેનતે ખાવા જેટલુ મળતા

॥ ४० ॥ जह जह धम्ममि थिरो–हवेइ तहतह पवड्ढए विहवो । वि-च्चेइ बहुं धम्मे–थोवं गिण्हेइ तो गेह ॥ ४१ ॥

एगेण महिड्डियसावएण दिन्ना य तस्स नियधूया । अइधम्मिउ त्ति काउ–दुन्नि वि चिट्ठति धम्म परा ॥ ४२ ॥ पत्तो कयावि सो गो-उलंमि गुलतिल्लमाइ विविकणिउं । तव्वेलं पुण त गुड–मन्नगिह गतु सुच्चलिय ॥४३॥ तम्मेहरो य निहिठविय–तंबकलसे तओ गहिउकामो, उज्झावइ इगाले–त कणयं नियइ धणमित्तो ॥ ४४ ॥ किं मिण उ-ज्झाविज्जइ–इय पुट्ठे तेण मेहरो भणइ । कणग त्ति कहिय पिउणा–प-चचिया इच्चिरं अम्हे ॥ ४५ ॥ संपइ उज्झावेमो–एए इगालए निएउण। तो सेट्ठी सुद्धमणो–भणेइ भोभद्द सुन्न मिण ॥ ४६ ॥ जंपेइ मेहरो दढविमूढ किं चाउलो सि मत्तो सि । धत्तूरिओ सि अहवा–सव्व सुन्नं दरिद्दस्स ॥ ४७ ॥ जइ कणगमिण ता मज्झ दाउ गुळतिल्ल माइय किं-

લાગ્યુ [ ૪૦ ]

તે જેમ જેમ ધર્મમાં સ્થિર થવા લાગ્યો તેમ તેમ તેની પાસે ધન વધવા લાગ્યુ તે તે ધનમાંથી ઘણો ભાગ ધર્મમાં ખરચવા લાગ્યો, અને થોડો ભાગ ઘેર લાવતો [ ૪૧ ] હવે તેને એક મહર્દ્ધિક શ્રાવકે અતિ ધર્મિષ્ટ જોઇ, પોતાની પુત્રી પરણાવી તે બન્ને જણ ધર્મ પરાયણ થઇ રહ્યા ( ૪૨ ) તે કયારેક ગોળ તેલ વેચવાને ગોકુળમા ગયો, તે વેળા તેની પાસે રહેલ ગોળ બીજાને ઘેર જતા [ તડકાથી તપીને ] ગળવા માડયો તે જોઇને તે ગોકુળનો મેતર તેને લેવા સારૂ નિધાનમા રાખેલા તાંબાના કળશમા પડેલા કોલસા બહાર કઢાવવા લાગ્યો, ત્યારે ધનમિત્રના જોવામા તે અગાર સોનાના રૂપે દેખાયા [ ૪૪ ] ત્યારે તે પુછવા લાગ્યો કે, આ બહાર કાં કઢાવો છો ? ત્યારે મેતર બોલ્યો કે, અમારા બાપે આને સોનુ કહીને આટલા સુધી અમને ઠગ્યા હતા [ ૪૫ ] પણ હવે તેમને અગારા જોઇને અમે બહાર કઢાવીએ છીએ ત્યારે શુદ્ધ મનવાળો શેઠ બોલ્યો કે, હે ભદ્ર ! એ તો ખરેખર સોનુજ છે [ ૪૬ ] ત્યારે મેતર બોલ્યો કે, અરે મૂર્ખ ! શુ તુ ગાંડો છો, કે છાકટો છે, કે તે ધતુરો ખાધો છે ? અથવા દરિદ્રને સઘળુ સોનુજ દેખાય છે ?

पि, गिण्हसु इम तुम' चिय-तहचेव करेइ सिट्ठी वि ॥ ४८ ॥

त खिविउ नियजाणे—स गिहे पत्तो नमितु जिणबिंबं । जा संभालाइ ता तीस सहस्समाण तय जायं ॥ ४९ ॥ तेणं धम्मपरेणं-अ-अंपि समज्जियं बहु दविण । जाओ जणप्पवाओ-उअह अहो धम्म माहप्पं ॥ ५० ॥ इत्तो तत्थेव पुरे-सुमित्तनामो वसेइ महइब्भो । रयणा-वलिं स विरएह-कोडिमुल्लेहि रयणेहिं ॥ ५१ ॥ केणवि गुरुकज्जेण-तस्स विवत्ताठियस्स पासम्मि । एगागी संपत्तो-धणमित्तो तह निसन्नो "य ॥ ५२ ॥

उचियालावं सह तेण-काउ इब्भो पओयण वसेण । पत्तो गिह-मज्झे काउ- कज्ज मह एइ जा तत्थ ॥५३॥ तो रयणावलि मनिएवि भणइ भा विरइउं मए मुक्का । सा कत्थ गया रयणावलि त्ति भो कहसु धणमित्त ॥ ५४ ॥ न तुम मम च मुतु-कोवि इहासी तओ तुमे चेव ।

---

[ ४७ ] જો આ સોનુ હોય તો, મને થોડો ગોળ તથા તેલ આપી, એને તુજ લઇ જા ત્યારે શેઠે તેમજ કર્યું [ ૪૮ ] તે અગારાને પોતાની ગાડીમા લઇ તે ઘેર આવી, જિન પ્રતિમાને નમીને જેવો તેને સભાળવા લાગ્યો, કે ત્રીશ હજાર જેટલુ સોનુ જણાયુ [ ૪૯ ] તેણે ધર્મ પરાયણ રહીને બીજું પણ ઘણુ ધન મેળવ્યુ, તેથી લોકમા વાત થવા લાગી. જુવો ધર્મનુ માહાત્મ્ય કેવુ છે ? [ ૫૦ ], હવે તેજ નગરમાં સુમિત્ર નામે એક મોટો શેઠ રહેતો હતો, તેણે કોટિ મૂલ્ય રત્નોની એક રત્નાવળી કરાવવા માંડી હતી [ ૫૧ ] તે ઘરમા એકાતે બેઠો હતો, તેના પાસે કોઇ જરૂરી કામના લીધે ધનમિત્ર એકલો જઇ પહોંચ્યો, અને ત્યા તેની પાસે બેઠો ( ૫૨ )

હવે ધનમિત્રની સાથે તે શેઠ થોડી વાતચીત કરીને કંઇ પ્રયોજનના લીધે ઘરની અંદર ગયો—ત્યાં કામ પતાવીને જેવો ત્યાં આવી જુવે છે, તો રત્નાવળી તેના જેવામાં ન આવ્યાથી તે બોલ્યો કે, મે તે બનાવરાવીને અહીં મેલી હતી, તે હે ધનમિત્ર ! ક્યાં જતી રહી તે કહે ? ( ૫૩-૫૪ ) કેમકે અંહી હું અને તું શિવાય બીજે કોઇ હતો

सा गहिया अप्पसु त–मा चिरकाल विलंबेसु ॥ ५५ ॥ तो चिंतइ धणमित्तो–अहह अहो कम्मविलसिय नियह । ज अकएवि य दोसे-इय वयणिज्जाइ लब्भंति ॥ ५६ ॥

इत्तुच्चिय पडिसिद्धं–परगिहगमणं जिणेहि सड्ढाण । ज परगिहगमणाओ–फलकमाई जियाण धुव ॥ ५७ ॥ ता परगेहे गेहे–अणज्ज वयणिज्जयाइ दोसेण । गुरुकज्जेवि कयाविहु–एगागी चेव वच्चिस्सं ॥ ५८ ॥ इय चिंतिय भणइ अह–इब्भ तुमपिव न किंमि जाणेमि । सो आह न छुट्टिज्जइ–एरिस वयणे हि धणमित्त ॥ ५९ ॥ काउं ववहार राउले वि त लेमि तुह सयासाओ । इयरो वि पडिभणेई–जं जुत्त कुणसु त इब्भ ॥ ६० ॥ तो धणमित्तो चोरु त्ति–साहिओ निवइणो सुमित्तेण । न इम इममि संभवइ–कहवि इय चिंतइ वोवि ॥ ६१ ॥ एस पुण निच्छएण–कहेइ ता पुच्छिमो तय चेव ।

નહિ તેથી તે તેજ લીધેલ છે, માટે તે મને પાછી આપ, અને વિલંબ કરમા [ ૫૫ ] ત્યારે ધનમિત્ર ચિતવવા લાગ્યો કે, અહો ! કર્મનો વિલાસ જુવો ! જે માટે કશો દોષ નહિ કરતાં પણ આવા વચનો કાને સહેવાં પડે છે [ ૫૬ ] આ કારણથીજ જિનેશ્વરે શ્રાવકોને પરઘરમાં જવું નિષેધેલું છે કેમકે ત્યાં જવાથી ખસુસ કરીને કનક વગેરે ચોરવાનો સંભવ રહેલ છે [ ૫૭ ] માટે હવેથી પરાયા ઘેર અપવિત્ર નિંદા થવાના સબબે મોટું કામ પડતાં પણ ક્યારે પણ હું એકલો જઈશ નહિ [ ૫૮ [ એમ ચિતવી તે બોલ્યો કે, હે શેઠ ! હું પણ તારા માફક એ બાબત કંઈ પણ જાણતો નથી ત્યારે તે બોલ્યો કે, હે ધનમિત્ર ! એમ બોલ્યાથી કંઈ છુટકો થાય! તેમ નથી ( ૫૯ ) હું રાજકુળમાં જઈ ઇન્સાફ કરાવીને પણ તારી પાસેથી તે લઈશ ત્યારે ધનમિત્ર બોલ્યો કે, જે ઠીક લાગે તે કરો ( ૬૦ ) ત્યારે સુમિત્રે રાજાને ત્યાં જઈ કહ્યું કે, ધનમિત્રે મારી રત્નાવળી ચોરી છે રાજા વિચારવા લાગ્યો કે, એ વાત એમાં કોઈ રીતે સંભવે નહિ [ ૬૧ ] અને આ સુમિત્ર નિશ્ચય પૂર્વક એ વાત કહે છે, માટે ધનમિત્રને પુછવું જોઈએ

अह हक्कारिय पुट्ठो-धणमित्तो कहइ, जहवित्त ॥ ६२ ॥ पभणई निवोवि विम्हिय-हियओ भो इब्भ कि मिह कायव्वं । सो आह देव इमिणा-गहिया रयणावलि नूण ॥ ६३ ॥ अह जवइ धणमित्तो-देव कलक इम नहु सहेमि । पभणेह जेण दिव्वेण-तेणि म पत्तियावेमि ॥ ६४ ॥

भणइ निवो इब्भ तुम-होसु सिरे ज गहेइ फाल मिमो । आमंति तेण भणिए—ठविओ दिवसो तओ रन्ना ॥ ६५ ॥ सगिहेसु दोवि पता—अह धणमित्तो विसेस धम्मपरो । चिट्ठइ सुविसुद्धहणो-पते पुण दिव्व दिवसमि ॥ ६६ ॥ काउ सिणाणं अट्ठ-प्पयारपूयाइ पूइउण जिणे । तह काउ काउस्सग्ग-सम्मदिट्ठीण देवाण ॥ ६७ ॥ फाले धमिज्जमाणे-पुरो निविट्ठे निवंमि लोए य । बहुपउरजुओ पतो-धणमित्तो-दिव्वठाणमि ॥ ६८ ॥ इब्भो वि तत्य पतो -धणमित्तो जाव गि-

---

એ, એમ વિચારી રાજાએ તેને બોલાવી પુછતા તે જેમ બનેલુ તેમ કહેવા લાગ્યો ( ૬૨ ) ત્યારે રાજા વિસ્મય પામી બોલ્યો કે, હે ઇભ્ય ! ઇહા શુ કરવુ ? ત્યારે તે બોલ્યો કે, હે દેવ ! એણે નક્કી રત્નાવળી લીધી છે [ ૬૩ ] ત્યારે ધનમિત્ર બોલ્યો કે, હે દેવ ! આ કલક હુ સહી શકતો નથી, માટે તમે કહો તેવા દિવ્યથી હુ એની ખાતરી કરાવુ [ ૬૪ ] રાજા બોલ્યો કે, હે ઇભ્ય ! તુ આ વાત કબુલ રાખે છે કે, આ ધનમિત્ર લોહાની તપાવેલી ફાળ ઉપાડે, ત્યારે તેણે હા પાડતા રાજાએ તે માટે દિવસ મુકરર કર્યો [ ૬૫ ] પછી તે બન્ને જણ પોતપોતાને ઘેર આવ્યા હવે ધનમિત્ર ધર્મમા વિશેષ તત્પર થઇ શુદ્ધ મને રહેવા લાગ્યો એમ કરતા તે દિવસ આવી પહોંચતા તેણે સ્નાન કરી, જિનેશ્વરની આઠ પ્રકારે પૂજા કરી, તેમજ સમ્યક્ દૃષ્ટિ દેવોનો કાયોત્સર્ગ કર્યો ( ૬૬-૬૭ ) પછી ફાળ ધમાતા અને રાજા તથા નગરલોકો સામે આવી બેસતા ધનમિત્ર ઘણા નગરલોકની સાથે દિવ્ય સ્થાનમા આવી પહોચ્યો [ ૬૮ ] તે ઇભ્ય પણ ત્યા આવી પહોચ્યો હવે ધનમિત્ર જેવો ત્યા ફાળ લેવા તૈયાર થયો, તેવામા તે ઇભ્યની

णिहही फाल । इब्भस्स उट्टियाओ- पडिया रयणावली नाव ॥ ६९ ॥
तो भणिय नरवइणा–इब्भ कि मेयं ति सो वि सुद्धमणो । जा देइ
उत्तर नहु—ता पुट्ठो तेण धणमित्तो ॥ ७० ॥ जीइ रयणावलीए–कए
विवाओ तुमाण सा कि मियं । होउ न व त्ति इमो विहु जपइ सा
चेव देव इमा ॥ ७१ ॥ परमत्थ मित्थ नवर–मुणंति सव्वन्नुणो तओ
राया । नियभंडारियहत्थे–सविम्हओ त समप्पेइ ॥ ७२ ॥ सम्म स-
माणेउ–सुद्धं ति पसुत्तु सिद्धि धणमित्त । नियपुरिसाण अप्पिय—इब्भं
च गओ निवो सगिहं ॥ ७३ ॥ अह धणमित्तो नियमित–पउर-
सावयगणेण परियरिओ । तित्थुन्नई कुणतो -सपत्तो नियगेहमि ॥ ७४ ॥
इतो य तत्थ पत्तो–गुणसायरकेवली तय नमिउ । धणमित्तो नयरज-
णो -सपरिजणो नरवई वि गओ ॥ ७५ ॥

रन्ना इब्भोवि तहि—आहूओ निसुणिउ च धम्म

---

સાંઢણીપરથી રત્નાવળી નીચે પડી [ ૬૯ ] ત્યારે રાજાએ કહ્યું કે, હે ઇભ્ય ! આ શું
છે ? ત્યારે ઇભ્ય મુંઝાઇ પડીને કંઇ પણ ઉત્તર આપી શક્યો નહિ ત્યારે રાજાએ ધન-
મિત્રને પુછ્યું—( ૭૦ ) રાજા બોલ્યો કે, જે રત્નાવળીના માટે તમારી તકરાર છે, તે
આ છે કે નહિ ? ત્યારે ધનમિત્ર બોલ્યો કે, હે દેવ ! તેજ આ છે [ ૭૧ ] પણ ઇહાં
શો પરમાર્થ છે, તે તો સર્વજ્ઞ મુનિ જાણે ત્યારે રાજાએ વિસ્મય પામી, તે રત્નાવળી
પોતાના ભંડારીના હાથે સોંપી ( ૭૨ )

ધનમિત્ર આ રીતે શુદ્ધ થવાથી તેને રૂડી રીતે સન્માન આપીને તથા ઇભ્યને
પોતાના માણસોને સોંપીને રાજા પોતાને મુકામે ગયો. ( ૭૩ ) હવે ધનમિત્ર પોતાના
મિત્ર શ્રાવકોના સમુદાયથી પરિવર્યો થકો તીર્થની ઉન્નતિ કરતો પોતાના ઘરે આવ્યો
[ ૭૪ ] એવામાં ત્યાં ગુણસાગર કેવળી પધાર્યા, તેને નમવાથી ધનમિત્ર, નગરનાં લોક,
તથા પરિજન સહિત રાજા પણ ત્યાં ગયા ( ૭૫ ) રાજાએ ત્યાં ઇભ્યને પણ બોલાવી
લીધો બાદ ધર્મકથા સાંભળીને સમય પામી રાજાએ તે વૃત્તાંત પૂછતાં તે જ્ઞાની આ રીતે

कह् । समए त वुततं—पुट्ठो नाणी कहइ एव ॥ ७६ ॥ इह विजयपुरे नगरे—गेहवई आसि गगदत्त ति । महुला माया बहुला—मगहा नामेण तस्स पिया ॥ ७७ ॥ सवोसियाभिहाए—इसर वणिणो पियाइ वररयणं । पविसिय कहमवि तग्गिह—मेव हरए लक्खमुल्ल सा ॥ ७८ ॥ नाउ इमा त मग्गइ—नय इयरी मन्नए वयइ विरसे । तो देइ उवालभ—वणिभज्जा गगदत्तस्स ॥ ७९ ॥ भज्जानेहविमोहियमणो इमो भणइ गिहमणुस्सेहिं । तुह चेव तु अवहड—मा अलिय देसु णे आल ॥ ८० ॥

इय सुणिय वणियदइया—नियवररयणोवलभतुट्ठा सा । काऊण तावसवयं—उववन्ना वतरत्तेण ॥ ८१ ॥ विहियतहाविहकम्मा—जाया मगहा वि 'एस इब्भु त्ति । मरिऊण गंगदत्तो—वणमित्तो एस उववन्नो ॥ ८२ ॥ कुविएण तेण वतर—सुरेण नियरयणवइयरे तमि । इब्भस्स तिन्नि

કહેવા લાગ્યા [ ૭૬ ] ઇહાં વિજયપુર નગરમા ગગદત્ત નામે ગૃહપતિ હતો, તેની બોર વાર્મા મીઠી પણ માયાથી ભરેલી મગધા નામે સ્રી હતી ( ૭૭ ) તે મગધાએ ઇશ્વર નામના વાણીયાની સતોષિકા નામની સ્રીનુ એ લાખ મૂલ્યનુ ઉત્તમ રત્ન તેના ઘરમા કોઇક રીતે પેશી જઇને ચોરી લીધુ [ ૭૮ ] તેની તેને ખબર પડતા તે બાઈ તેણીના પાસેથી તે માગવા લાગી, ત્યારે મગધા તેને તે નહિ આપતા સામી ગાળો દેવા લાગી, ત્યારે તે વાણીયાની સ્રીએ તે બાબત ગગદત્તને ઉપાલભ દીધો [ ૭૯ ] ત્યારે ગગદત્ત સ્રીના સ્નેહથી મૂઢ મનવાળો થઇને બોલ્યો કે, તમારાજ ઘરના કોઇ માણસે તે ચોરી લીધુ હશે, માટે અમને તુ કૂડો આળ નહિ આપ. ( ૮૦ ) એમ સાંભળીને તે વાણીયાની સ્રી પોતાના રત્નની મળવાની આશા તૂટી જવાથી તાપસની દિક્ષા લઇ વ્યતરપણે ઉપની. [ ૮૧ ] મગધા પણ તથાવિધ કર્મ કરીને મરણ પામી, આ ઇભ્યપણે જન્મી છે, અને ગગદત્ત મરીને આ ધનમિત્ર થયો છે [ ૮૨ ] તે વ્યતર દેવતાએ પોતાનો વ્યતિકર સભારી કોપ કરીને ઇભ્યના ત્રણ પુત્રને અનુક્રમે મારી નાખ્યા છે ( ૮૩ )

पुत्ता-निहणत गमिया कमेणित्थ ॥ ८३ ॥ तो रन्ना इब्भमुहे-प
इए सो भणेइ एव ति। किंतु मरहामि तेसिं-हेऊ इण्हि मए ना
॥ ८४ ॥ पुण भणइ गुरु रयणावली तेणेव अवहडा एसा
पत धणमित्तेण-आलं किल आलदाणाओ ॥ ८५ ॥ धणमित्तध
थिरभाव-रंजिएहिं सुदिट्ठिअमरेहिं । स वतर मसक्कामिऊ-रयणाव
मोइया तइया ॥ ८६ ॥ आह निवो किं अज्जवि-हमस्स काही
रो, भणइ नाणी । रयणावलीइ सहिय-विहवं हरिही सुमित्त
॥ ८७ ॥

तो अट्टवसट्टगओ—मरिउ इब्भो भवे बहु भमिही । वतरसुरजी
वि हु-बहुहा निज्जाइही वेर ॥ ८८ ॥ इय सोउ सविग्गो—र
या रयणावलिं सुमितस्स । अप्पितु ठवितु सुय—रज्जे गिण्हे
चारित्तं। ८९। धणमित्तो वि हु जिट्ठ-पुत ठविऊण नियकुडुवमि गिण्हि

ત્યારે રાજાએ ઇભ્ય સામુ જોતા તે બોલ્યા કે, એ ખરી વાત છે, પણ તે કેમ મ
ગઇ, તેનુ કારણ મે હમણાજ જાણ્યુ છે [ ૮૪ ] ફરી ગુરૂ બોલ્યા કે આ રત્નાવ
પણ તેજ વ્યતરે હરી હતી, અને ધનમિત્રે પૂર્વે આળ દીધેલ તેથી હમણા તેનાપ
આળ ચડ્યુ [ ૮૫ ] પરતુ ધનમિત્રના ધર્મમા રહેલા સ્થિર ભાવથી રજિત થયેલા સ
મ્યક્ દૃષ્ટિ દેવોએ તે વ્યતરને દબાવીને તે રત્નાવળી તેના પાસેથી મૂકાવી [ ૮૬ ] ત્યા
રાજા બોલ્યો કે, હજી એ વ્યતર સુમિત્રને શુ કરશે ? ત્યારે જ્ઞાની બોલ્યા કે, આ રત્ના
વળીની સાથે તે સુમિત્રનુ તમામ ધન હરણ કરશે. પછી ઇભ્ય આર્તધ્યાનથી મરી બહુ
ભવ ભમશે અને વ્યતરનો જીવ પણ બહુ પ્રકારે વૈર લેશે [ ૮૭-૮૮ ] એમ સાંભ
ળીને સવેગ પામી રાજાએ રત્નાવળી સુમિત્રને સોંપી પુત્રને રાજ્યમા સ્થાપી, પોતે ચારિ-
ત્ર લીધુ [ ૮૯ ] ધનમિત્ર પણ મોટા પુત્રને કુટુબ સોંપી કેવળી પાસે દિક્ષા લઇ અનુક્રમે
મોક્ષે પહોંચ્યો ( ૯૦ )

य केवलिपासे-दिक्खं कमसो गओ मुक्खं ॥ ९० ॥

इत्यवेत्य धनमित्रवृत्तकं-
शुद्धवृत्तजनहर्षकारकं ।
अन्यगेहगमन यथा तथा
संत्यजंतु भविनो हि सत्पथाः ॥ ९१ ॥

## ॥ इति धनमित्रचरित्रं ॥

( ৬ )

इत्युक्तः शीलवतः परगृहगमनवर्जनलक्षणो द्वितीयो भेदः समत्य-नुन्नटवेष इति तृतीय भेदं प्रचिकटयिषुर्गाथापूर्वार्द्धमाह.

## [ मूलं ]

सहंइ पसंतो धम्मी—उन्भडवेसो न सुंदरो तस्स,

આ રીતે સદાચારિ જનોને હર્ષ કરનારૂ ધનમિત્રનું ચરિત્ર જાણીને સન્માર્ગી ભવ્યજનો જેમ તેમ રીતે પરાયા ઘરે જવાનું વર્જન કરો

એ રીતે ધનમિત્રનુ ચરિત્ર છે.

આ રીતે શીળવાનનો પરગૃહગમન વર્જનરૂપ બીજો ભેદ કહ્યો. હવે અનુદ્‌ભટ વેષરૂપ ત્રીજો ભેદ પ્રગટ કરવા અર્ધી ગાથા કહે છે—

[ મૂળનો અર્થ ]

ધર્મી જન સાદો હોય તેમ શોભે, તેને ઉદ્‌ભટ વેષ સારો નં લાગે.

( टीका )

सहइ त्ति राजते शोभते प्रशातः प्रशातवेषो धर्मो धर्मवान् धार्मिको भावश्रावक इत्यर्थः—अतः कारणादुद्भटवेषः पिङ्गजनोचितनेपथ्यः—

लंखस्स व परिहाण—गसइ व अंगं तहंगिया गाढा,
सिरवेढो द्दमरेण—वेसो एसो वसिडगाणं—
सिहिणेण मग्गदेसो—उग्घाडो नाहिमंडल तहय,
पासा य अद्धपिहिया—कचुयओ एस वेसाण—

इत्यादिरूपो न सुंदरो नैव शोभाकारी तस्य धार्मिकस्य.
स हि तेन सुतरामुपहासस्थानस्यात्— " नाकामी मंडनमिय "
इति लोकोक्तेरिह लोकेपि कदाचिदनर्थं प्राप्नुयाद्—बंधुमतीवत्.

अन्ये पुनराहु.

संतलयं परिठाण—जलं च चोवाइयं च मज्झिमय ।

---

टीका.

प्रशान्त एटले भावश्रावक प्रशात अर्थात् सारा वेषवाळो होय तो शोभे अथी करीने हलका जनने उचित उद्भटवेष तेने सुंदर न लागे

लंखनी माफक नीचे कसकसतो पाटलुन पहेरवो तथा उपर कसकसती अंगी पहेरवी, तेमज पेच घाली फेंटो बांधवो ए विटजननो वेष गणाय छे

तेमज पटिया पाडी कपाळ उघाडो राखवो तथा नाभिप्रदेश उघाडो राखवो तथा अर्धी कायळी पटेरी पासा उघाडा राखवा ए वेश्यानो वेष गणाय छे

ए वगेरे वेष धार्मिक जनने सुंदर न लागे एटले शोभा नहि आपे

एवा वेषथी ते उलटो उपहास स्थान थाय, केमके लोकमां उक्ति चाले छे के जेने शणगार वहालो होय ते कामी होय छे वळी ते आ लोकमां पण कोई वेळा अनर्थने पामे छे बंधुमती माफक

बीजा आचार्यो वळी आ रीते कहे छे

सुसिलिट्ठ मुत्तरीयं–धम्म लच्छि जस कुणइ ॥ १ ॥
परिहाण मणुब्भर चलणकोडिमज्झाय मणुसरंत तु ।
परिहाण मक्कमंतो--कंचुयओ होइ सुसिलिट्ठो ॥ २ ॥

इत्या-द्येतदपि संगतमेव—किंतु क्वचिदेव देशे कुले वा घटते, श्रावकास्तु नानादेशेषु च संभवंति-तस्माद्देशकुलाविरुद्धो वेषोनुद्भट इति व्याख्यानं व्यापकमिह संगतमिति.

वधुमतीज्ञातं त्वेवं.

अत्थि इह तामलित्ती–नयरी न अरीहि कयावि परिभूया । अ-इगरुयविहवभारो–सिट्ठी तत्थासि रइसारो ॥ १ ॥ सारयससिनिम्म-लसील–बंधुला बधुला पिया तस्स । ताण धूया रूवाइ–गुणजुया बधु-मई नाम ॥ २ ॥ सा पुण कंचणचूडय–मंडियबाहा अलंकियसरीरा । पगईए उब्भडवेस–परिगया चिट्ठइ सयावि ॥ ३ ॥ अन्नदिणे सा पिउ-

જેનાથી બરોબર અંગ ઢંકાય તેવું નીચેનું પરિધાન તથા ઉજળું મધ્યમ કદનું અંગરખું કે ચોળી અને ઉપર બરોબર ગોઠવેલું ઉત્તરીય વસ્ત્ર–એવું પહેરવેશ ધર્મ, લક્ષ્મી, અને યશ વધારે છે [ ૧ ] અનુદ્ભટ પરિધાન તે જે પગ સુધી ધોતીયું પહેરવું, તથા તેનાપર વળગીને રહેતું અંગરખું કે, ચોળી પહેરવી, તે અનુદ્ભટ વેષ છે [ ૨ ] આ પણ વ્યાજબી છે, પરંતુ તે કોઇક દેશ અથવા કોઇક કુળના માટે ઘટી શકે, પણ શ્રાવકો તો જૂદા જૂદા દેશોમાં રહેતા સંભવે છે, તેથી દેશ અને કુળને અવિરુદ્ધ વેષ પહેરવો, તે અનુદ્ભટ એમ વ્યાખ્યાન કરીએ તો તે સર્વવ્યાપક થવાથી અહીં સંગત ગણાય

બધુમતીનું જ્ઞાન આ રીતે છે

અહીં તામ્રલિપ્તિ નામે નગરી હતી, જે દુશ્મનોથી કોઇ પણ રીતે અજીત હતી ત્યાં ભારે પૈસાદાર રતિસાર નામે શેઠ હતો [ ૧ ] તેની શરદઋતુના ચંદ્ર માફક ઉજ્વળ શીળવાળી બધુલા નામે સ્ત્રી હતી, તેમની રૂપાદિગુણે શોભતી બધુમતી નામે પુત્રી હતી. [ ૨ ] તે પુત્રી હાથમાં સોનાની ચુડીઓ પહેરતી, શરીરે શણગારી રહેતી, અને સ્વભાવ–

णा–भणिया वयणेहिं पणयपउणेहिं । एवं उब्भडवेसो–वच्छे पच्छो न सच्छाण ॥ ४ ॥

यदुक्तं

कुलदेसाण विरुद्धो–वेसो रन्नोवि कुणइ नहु सोहं । वणियाण विसेसेण–विसेसओ ताण इत्थीणं ॥ ५ ॥ अइरोसो अइतोसो–अइहासो दुज्जणेहिं संवासो । अइउब्भडो य वेसो–पचवि गरूयंपि लहुयंति ॥ ६ ॥ इच्चाइ जुत्तिजुत्तं–वुत्ता वि न मन्नए इमा किंपि । चिट्ठइ तहेव निच्च–पिउपायपसाय दुल्ललिया ॥ ७ ॥ भरुयच्छवासिणा विमलसिट्ठि-पुत्तेण बंधुदत्तेण । सा गंतु तामलित्तिं–महाविभूईइ परिणीया ॥ ८ ॥

मुत्तूण जणयभवणे–बंधुमई बंधुपरियणसमेओ । जलहिम्मि बंधुदत्तो–सचलिओ जाणवत्तेण ॥ ९ ॥ जा किंचि भूमिभाग–गच्छइ ता असुहकम्मउदएणं । पडिकूलपवणलहरी–पणुल्लिय जलहिमज्झंमि

---

वीज हमेशा उद्भट वेष राखती (३) एक दिवसे तेना पिताए तेने प्रेम पूर्वक वचनो थी समजायु के, हे पुत्री ! आवो उद्भट वेष सारा माणुसोने गमतो न जोइए [४]

जे माटे कहेलु छे के—

कुळ अने देशथी विरुद्ध वेष राजाने पण शोभा नहि आपे, तो ते वाणियाओने शी रीते शोभे ? तेमा पण वळी तेमनी स्त्रीओने तो ते विशेषे नहि शोभे (५) अतिरोष, अति तोष अति हास्य, दुर्जनोनी साथे सहवास, अने उद्भट वेष ए पाच मोटाने हलका बनावे (६) इत्यादि युक्ति युक्त कह्या छता पण तेणीए कइ मान्यु नहि किंतु हमेशा बापनी महेरबानीथी मोज माणती तेमज रहेवा लागी (७) ते स्त्रीने भरुयच्छवासि विमळ शेठनो पुत्र बंधुदत्त ताम्रलिप्तिमां आवी, मोटा ठाठमाठथी परण्यो [८]

ते बंधुदत्त बंधुमतीने बापना घरे मेली बधु परिजनसहित वहाणपर चढीने दरियामा रवाने थयो [९] ते केटलेक आगळ गयो, एटलामा अशुभ कर्मना उदये

॥ १० ॥ सत्थ व विणयहीणे–विपलियसीले विसुद्धदाणं व । त प-वहणं विणट्ठं–धणधन्नहिरन्नपडिपुन्नं ॥ ११ ॥ सो कहकहमवि फलहे-ण–दुत्तरं उत्तरित्तु नीरानिहिं । जा पिच्छइ दिसिचक्कं–ता तं निच्छे-इ ससुरपुर ॥ १२ ॥ तो अप्पं जाणावइ–केणवि पुरिसेण नियससु-रस्स । तं सुणिय हा कि मेय ति–जपिरो उट्ठिओ सोवि ॥ १३ ॥ अइ उब्भडवेसविसेस–रयणलंकारसारभूसाए । बंधुमईए सहिओ–जा से पासे स मल्लिपइ ॥ १४ ॥ वररयणकणयचूडयाविभूसियं ता-म रुइरकरजुयलं । बधुमईए छिन्न–केणवि जूयारचोरेण ॥ १५ ॥ त-त्तो सो आरक्खिय–भीओ नासित्तु झत्ति संपत्तो । पह परिसमत्तसमु-त्तस्स–बंधुदत्तस्स पासंमि ॥ १६ ॥

तेण च धुत्तयाए–चिंतिय मिणमेव पत्तकालं मे । इय मुत्तु तस्स पासे–करजुयल तक्करो नट्ठो ॥ १७ ॥ पच्छागयतलवरसुभुलस-

દરિયામા પવન પ્રતિકુળ થઇ તોફાન થયુ [ ૧૦ ] તેથી જેમ વિનયહીનમાં શાસ્ત્ર નાશ પામે, અથવા શીળહીન જનમા આપેલુ દાન નાશ પામે, તેમ તે ધન ધાન્ય ભરેલુ વહાણ નાશ પામ્યુ ( ૧૧ ) તેવામાં બધુદત્તને પાટિઉ મળી જવાથી તે જેમ તેમ કરી દરિયા કિનારે આવ્યો, અને આજુબાજુ તે જોવા લાગ્યો, તો તેને તે સસરાનુ નગર જણાયુ ( ૧૨ ) ત્યારે તેણે કોઇ માણસના મારફતે સસરાને ખબર મોકલી તે સાંભળીને ' હાય ! આ શુ થયુ ? ' એમ બોલતો તે સસરો ઉઠી ઉભો થયો ( ૧૩ ) તેના સાથે અતિ ઉદ્ભટ વેષ અને રત્નના ઘરેણાંથી શણગારાયલી બધુમતી પણ સાથે ચાલી તેઓ જેવાં ત્યાં નજીક આવ્યા, તેવામા ઉત્તમ રત્ન અને સોનાથી જડેલી ચુડીઓથી શોભતી બધુમતીના બે હાથ કોઇક જુગારી ચોરે કાપી લીધા [ ૧૪-૧૫ ] પછી તે ચોર પકડાઇ જવાની બીકથી નાશીને જલદી રસ્તાના થાકથી સુતેલા બધુદત્તની પાસે આવી પહોચ્યો. [ ૧૬ ] તે ચોર લુચ્ચો હોવાથી તેણે ચિંતવ્યુ કે, આ લાગ છે, એમ ધારી તે કાપેલા બે હાથ તેની પાસે મેલી પોતે નાશી ગયો [ ૧૭ ] તેટલામાં પાછળથી

चणबुद्धो सव्वुदओ एमो । चोरु त्ति काउ तेहिं–सूलाए झत्ति पक्खित्तो ॥ १८ ॥ अह रइसारो सिट्ठी–नियपुत्तीए निइ तु त मवत्थ । बहु झूरिऊण पत्तो–जा जामाउयसमीवंपि ॥ १९ ॥ ता त सूलाभिन्न–सह-सा पिच्छिवि बहु च पलविता । असुभरपुन्ननयणो–दुहियो से कुणइ मयकिच्च ॥ २० ॥ इत्तो य सुजसनामा—चउनाणी तत्थ आगओ त च । नमिउं पत्तो सिट्ठी—गुरूवि इय कहइ से धम्म ॥ २१ ॥ भो भविया उब्भडवेस—वज्जणं कुणह चयह परुसगिर । चिंतह भवस्सरूव—जेण न पावेह दुक्खाइ ॥ २२ ॥ तो सोउ सविग्गो–सिट्ठी पणमित्तु पुच्छए भयवं । मह जामाउयदुहियाहिं—किं कय दुकय पुव्विं ॥ २३ ॥ भणइ गुरू अभिरामे—सालिग्गामंमि इत्थिया

આવેના તનારની ગડબડ સાભળી, તે ઉંઘમાથી જાગી ઉઠયો, ત્યારે તેમણે તેને ચોર ઠેરવી પકડીને ઝટ શુળા ઉપર નાખી દીધો [ ૧૮ ] હવે રતિસાર શેઠ પોતાની પુત્રીની તે અવસ્થા જોઇને બહુ દિલગીર થઇ, જેવો જમાઇના પાસે આવ્યો કે, ત્યા તેને તેણે શુળાથી ભેદાએલો જોયો ત્યારે તે બહુ વિલાપ કરી, આસુઓથી આખો ભરી, દુખિત થયો થકો તેના મૃત કાર્ય કરતો હવો [ ૧૯–૨૦ ] એવામા ત્યાં સુયશ નામે ચઉનાણી ( ચાર જ્ઞાનવાળા ) મુનીશ્વર પધાર્યા તેને નમવા માટે શેઠ ત્યાં આવ્યો, ત્યારે ગુરૂ તેને આ ધર્મ કહેવા લાગ્યા ( ૨૧ ) હે ભવ્યો ! તમે ઉદ્ભટ વેષનુ વર્જન કરો, પુરૂષ વાણીને તજી દો, અને ભવ સ્વરૂપને વિચારો કે જેથી દુ ખો પામો નહિ. ( ૨૨ ) તે સાભળીને શેઠ વૈરાગ્ય પામી, ગુરૂને નમીને પુછવા લાગ્યો કે, હે ભગવન્ ! મારા જમાઇ અને પુત્રીએ પૂર્વે શુ દુષ્કૃત કર્યું છે ? ( ૨૩ ) ગુરૂ બોલ્યા કે, મનોહર શાલિગ્રામમા એક સ્ત્રી હતી, તે અટવીના માફક* બહુમૃત બાળ શુકા હતી, એટલે જેણીના ઘણા બાળ પુત્રો મરણ પામેલા હતાં, તથા તે દુર્ગત [ દરિદ્ર ] અને વિધવા હતી

* અટવી બહુમૃતબાળશુકા એટલે ઘણાં મરેલા હોય છે, નાના પક્ષિઓ જેમાં એવી હોય છે

एगा । आसि अडवि व्व बहुमय—वालसुया दुग्गया विहवा ॥ २४ ॥ सा उयरकदरापूरणत्थ मीसरगिहेसु निच पि । कम्म करेइ पुत्तो उ—चारए वच्छरूवाइ ॥ २५ ॥ सा ठविय भोयर्ण सिक्कगंमि पुत्तट्ठ मन्नथा पत्ता । कस्सइ गेहे कम्मत्थ—मागओ तंमि जामाउ ॥ २६ ॥

सा तस्स तुप्पणन्हाण माइ कम्मसु निउत्तया पढम । पच्छा खंडण-पीसण-रंधणदलणाइ कारविया ॥ २७ ॥ जाया महइवेला—तेणगिहत्थेण माउलतणओ । नहु सा जिमाविया तो भुक्खिय तिसिया गया सगिह ॥ २८ ॥ त दट्ठु सुएण छुहाइएण भणिया सनिट्ठुर एसा । किं तत्थ तुम खिसा—सूलाए ज न वहू पत्ता ॥ २९ ॥ तीइवि अणत्थभरियाइ—जंपियं किं करा तुह छिन्ना । ज सिक्कगाउ गहिऊण—भोयण नेव भुत्तोसि ॥ ३० ॥

( ग्र. ४५०० )

---

તે સ્ત્રી પોતાનુ પેટ ભરવા નિત્ય શ્રીમતોના ઘેર કામ કરતી, અને તેણીનો પુત્ર વાછરડાં ચારતો ( ૨૫ ) તેણી એક વેળા પુત્રના સારૂ સીકામા ભોજન રાખી, પોતે કોઇકના ઘેર કામ કરવા ગઇ, તેવામાં ત્યા તે ઘરવાળાનો જમાઇ આવ્યો, એટલે તેમણે તેને પહેલાં તેના તપણ સ્નાન વગેરાની ખટપટમા રોકી, અને પછી તેની પાસેથી ખડણુ, પીસણુ, રધણુ દળનાદિક કરાવ્યુ [ ૨૬-૨૭ ] તેથી ત્યા તેણીને બહુ વાર લાગી, છતા તે ગૃહસ્થે વ્યાકુળપણાથી તેણીને જમાડી નહિ, તેથી તે ભુખી તરસી ઘેર આવી [ ૨૮ ] તેણીને જોઇને ભુખેલા છોકરાએ તેણીને કઠોર વાણીએ કહ્યુ કે, શુ તુ ત્યાં શૂળીએ ચડી હતી, કે ઝટ પાછી નહિ આવી ? [ ૨૯ ] તેણી પણ ગુસ્સે ભરાયલી હોવાથી બોલી કે, શુ તારા હાથ કપાયા હતા, કે જેથી સીકામાથી ભોજન લઇને જમ્યો નહિ [ ૩૦ ]

( મૂળ ગ્રથ સખ્યા ૪૫૦૦ )

એવી રીતે કઠોર વચનથી તે બને જણાએ નિકાચિત કર્મ બાંધ્યુ, અને અતિ

इय फरुसवयणजणिय-कम्म दोहिंवि निकाइय तहिं । अइनिविड जडिमभावेण-नेव आलोइय त च ॥ ३१ ॥ तेसिं दाणरयाण-सजमर-हियाण मज्झिम गुणाण । किंचि सुहभावणाए-वट्टताण गलिय माउ ॥ ३२ ॥ तो सो वालो जाओ-जामाऊ तुज्झ वधुदत्तु त्ति । सा पुणु दुग्गयनारी-बंधुमई तुह सुया जाया ॥ ३३ ॥ भवियव्वयानिओगा । विचित्तयाए य कम्मपगिइए । माया जाया जाया-पुत्तो भत्ता य सजाओ ॥ ३४ ॥ तक्कम्म विवागेण-बधुमई पाविया कररूछेयं । पत्तो य बंधुदत्तो-सूलापक्खिवण वसण मिणं ॥ ३५ ॥

इय सोउ रइसारो-सिट्ठी सभयगरुयसवेओ । गिण्हिय गुरूण पासे-दिक्खं सुहभायण जाओ ॥ ३६ ॥

इत्युद्भटं वेषमतिश्रयस्याः—<br>
श्रुत्वा विपाक खलु बंधुमत्याः ।<br>
भव्या जना निर्मलशीलभाज—<br>
स्तत्कुत देशाद्यविरुद्धमेन ॥ ३७ ॥

## ॥ इति बंधुमतीज्ञातं ॥

આકરા જ. સ્વભાવના લીધે તે તેમણે આલોચ્યુ નહિ પણ નહિ [ ૩૧ ] તેઓ દાન ગુણ સહિત હતા, અને સયમથી રહિત હતા તેથી મધ્યમ ગુણવાળા હતા તેમનુ કંઇક શુભ ભાવનામા વર્તતાં આયુષ્ય પુરૂ થયુ ( ૩૨ ) તેથી તે છોકરો તે તારો બધુદત્ત જમાઇ થયો, અને તે દરિદ્ર સ્ત્રી તારી બધુમતી પુત્રી થઇ [ ૩૩ ] ભવિતવ્યતાના યોગે તથા કર્મપ્રકૃતિની વિચિત્રતાને લીધે માતા તે સ્ત્રી થઇ, અને પુત્ર તે ભરથાર થયો ( ૩૪ ) તે કર્મના વિપાકે બધુમતીના હાથ કપાયા, અને બધુદત્ત શૂળીપર ચડવાનુ દુખ પામ્યો ( ૩૫ ) એ સાંભળીને રતિસાર શેઠ ભારે સવેગ પામી, ગુરૂ પાસે દીક્ષા લઇ સુખી થયો [ ૩૬ ] આ રીતે ઉદ્ભટ વેષ ધરનારી બધુમતીને થએલ વિપાક સાંભળીને હે નિર્મળ શીળવાન ભવ્ય જનો ! તમે દેશાદિક અવિરૂદ્ધ વેષ ધારણ કરો [૩૭]

એ રીતે બધુમતીનુ જ્ઞાત છે.

इत्युक्तः शीलव्रतोनुद्भटवेष इति तृतीयो भेद,—संप्रति सविकारवचन–वर्जनरूप चतुर्थभेद व्याचिख्यासुर्गाथोत्तरार्द्धमाह.

# ( मूलं )

सवियारजंपियाइ–नूण मुईरंति रागग्गि ॥ ४० ॥

( टीका )

सविकारजल्पितानि सशृंगारभणितानि नून निश्चितमुदीरयत्युद्दीपयति रागाग्नि–मतस्तानि न ब्रुते इति शेषः

उक्तञ्च

ज सुणमाणस्स कह—मुदृठयर जलइ माणसे मयणो,
समणेण सावएण वि–न सा कहा होइ कहियव्वा.

उपलक्षण चैतत्—द्वेषानलमप्युद्दीपयति केषाचि–दित्यतोनर्थ-

---

શીળવત જનતુ અનુદ્ભટ વેષ એ ત્રીજો ભેદ કહ્યો, હવે સવિકાર વચન વર્જનરૂપ ચોથો ભેદ કહેવા સારૂ ગાથાનુ ઉત્તરાર્દ્ધ કહે છે

## [ મૂળનો અર્થ. ]

સવિકાર કહેલાં વાક્યો નિશ્ચિતપણે રાગરૂપ અગ્નિ વધારે છે.

ટીકા.

સવિકાર જલ્પિત એટલે શૃગારવાળા વાક્યો નિશ્ચિતપણે રાગાગ્નિને ઉદીરે છે એટલે જગાડે છે, માટે તેમને ન બોલે જે માટે કહેલુ છે કે—

જે સાંભળતા થકાં હૃદયમા કદર્પ સળગી ઉઠે, તેવી કથા સાધુ અથવા શ્રાવકે નહિ કહેવી

" રાગાગ્નિને જગાડે " એ ઉપલક્ષણરૂપે છે, તેથી કેટલાકને દ્વેષાગ્નિ પણ જગા-

दायकानि मित्रसेनस्येव सविकारजल्पितानि न आपणीयानि.

मित्रसेनकथा त्वियं

आसीत् पुर्यामयोध्याया–मयोध्यायामरातिभिः । धर्मकर्मणि निस्तंद्रो–जयचंद्रो महीपतिः ॥ १ ॥ तस्य प्रियतमा चारु–दर्शना चारुदर्शना । सुनुश्चानूनपुण्यश्री–श्चंद्रश्चंद्रसदृक् दृशो ॥ २ ॥ श्रृंगारबहुलः श्येन–पुरोहिततनूद्भवः । तन्मित्र मित्रसेनोभूत्–केलिकौतूहलप्रियः ॥ ३ ॥ एकदा तत्पुरोद्याने–दु र्ध्यानेंधनपावकः । आगादागाम्यतीतादि–वेदी सूरि र्युगंधरः ॥ ४ ॥ तं नंतु मुद्दतानंदो–द्भिन्नरोमांचकंचुकः । जगाम जगतीनाथः–स मित्रसुतसंयुतः ॥ ५ ॥ राजा निःप्रतिमंरूप–दृष्ट्वा तस्य मुनीशितुः । पप्रच्छ स्वच्छधीरेव–विस्मय स्मेरलोचनः ॥ ६ ॥ सत्यप्यसदृशे रूपे–साम्राज्यविभवोचिते युतो वैराग्यतः पूज्यै–र्जगृहे दुष्करं व्रतं ॥ ७ ॥

---

છે, તેથી મિત્રસેનની માફક અનર્થદાયક સવિકાર વચન નહિ બોલવા

મિત્રસેનની કથા આ છે

દુશ્મનોથી જ્યાં નહિ લડી શકાય એવી અયોધ્યા નગરીમાં ધર્મના કામમાં તત્પર જયચંદ્ર નામે રાજા હતો [ ૧ ] તેની મનોહર દેખાવવાળી ચારુદર્શના નામે રાણી હતી તેમનો આંખોને ઠારવા સમાન અને સંપૂર્ણ પુણ્યશાળી ચંદ્ર નામે પુત્ર હતો ( ૨ ) તે ચંદ્રકુમારનો શ્યેન પુરોહિતનો પુત્ર મિત્રસેન નામે પુત્ર હતો, તે ખુબ શૃંગાર સજતો, અને રમત ગમતનો શોખીન હતો [ ૩ ] એક વેળા તે નગરના ઉદ્યાનમાં દુર્ધ્યાનરૂપ ઇંધણ બાળવામાં અગ્નિ સમાન અને ભૂત ભવિષ્યના જાણ યુગંધર નામે આચાર્ય પધાર્યા [ ૪ ] તેને નમવા માટે ઉછળતા આનંદથી રોમાંચિત થએલ રાજા મિત્ર અને પુત્રની સાથે ત્યાં ગયો ( ૫ ) તે પવિત્ર બુદ્ધિશાળી રાજા તે મુનીશ્વરનું અનુપમ રૂપ જોઇ, વિસ્મયથી વિકસિત નેત્રવાળો થઇ, આ રીતે તેમને પુછવા લાગ્યો— ( ૬ ) હે પૂજ્ય ! તમારૂં આવું રાજ્ય વૈભવ ભોગવવાને ઉચિત અનુપમ રૂપ છતાં તમે કયા વૈરાગ્યથી આ-

गुरुराह मया दृष्टः–सो रघट्टो नराधिपा । सदा युक्तो वहन्नि-त्यं–सपूर्णो भवनामकः ॥ ८ ॥ चत्वारो रागविद्वेप–मिथ्यात्वस्मरस-ज्ञिताः । दृढाः सारथयस्तत्र–मोहः सीरपतिः पुनः ॥ ९ ॥ विनापि चारिवारिभ्या–सततं वेगशालिनः । महाकाया कषायाख्या–वृपभास्त-त्र पोडश ॥ १० ॥ हास्यशोकभयाद्यास्तु–कर्कशाः कर्मकारकाः । जु-गुप्साग्त्यरत्याद्या–स्तेपा च परिचारकाः ॥ ११ ॥ दुष्टयोगप्रमादा-रय–तत्र तुरद्वय महत् । विलासोल्लासविब्बोक–हावभावादिका स्व-राः ॥ १२ ॥ तत्रासयतजीवाख्यः–कूपोऽदृष्टतलः सदा । पापाविरति पानीय—सभारपरिपूरितः ॥ १३ ॥ पापाविरतिनीरौघ—मग्नपूरित-रेचित । सुदीर्घं जीवलोकाख्य–घटीयंत्रमभगुर ॥ १४ ॥ पदमार उच्चकर्मृत्यु–रज्ञान तु प्रतीच्छकः । दृढ मिथ्याभिमानाख्य–स्तस्य दा-र्पटिक सदा ॥ १५ ॥ ज्ञाति सक्लिष्टचित्ताख्या–तत्र निर्वहणी पृथुः ।

---

વુ દુષ્કર વ્રત ધારણ કર્યું છે ? ( ૭ ) ગુરૂ બે ા કે, હે રાજન્ ! મે એક નિય ભ રપુર રહેતો અને હમેશાં જોડાઇને ચાલુ રહેતો ભવ નામનો અરઘટ્ટ જોયો ( ૮ ) ત્યા રાગ, દ્વેપ, મિથ્યાત્વ, અને કામ નામે ચાર સારથિઓ હતા, અને તેમનો મોહ નામે ઉપરી સરદાર હતો [ ૯ ] ત્યા સોળ કષાયરૂપ મોટા બળદ હતા, જેઓ ઘાસ પાણી વગર બળવાન્ રહી વેગથી તે અરઘટ્ટને ફેરવતા હતા [ ૧૦ ] ત્યા હાસ્ય, શોક, અને ભય વગેરે કઠોર સ્વભાવવાળા કામ કરતા માણસો હતા, અને તેમને જુગુપ્સા, રતિ, અરતિ વગેરે પરિચારકો [ મદદગાર ] હતા [ ૧૧ ] ત્યા દુષ્ટયોગ અને પ્રમાદ નામે બે મોટા તુબ હતા, અને તેમા વિલાસ, ઉલ્લાસ, વિબ્બોક, હાવ, ભાવ વગેરે સ્વરો નીકળતા હતા ( ૧૨ ) ત્યાં અસયતી જીવ નામે એક ઉંડો કૂવો હતો, તે હમેશ પા પાવિરતિ નામના પાણીથી ભરપૂર રહેતો ( ૧૩ ) વળી ત્યાં પાપવિરતિરૂપ પાણીમા બૂડીને ભરાતુ તથા ઠલાતુ લાંબુ અને મજબૂત જીવલોક નામે ઘડીયત્ર હતુ ( ૧૪ ) ત્યાં મૃત્યુરૂપે ઉચો ખપકાર થતો, અને અજ્ઞાન નામે ત્યા પ્રતીચ્છક [ પાણી કાઢનાર ], હતો, તથા ત્યા મિથ્યાભિમાન નામે મજબૂત દાર્પટિક [ પાણી રાખવા ] ઠામડુ ] હતુ,

ऽतिद्राघीयसी कुल्या–भोगलोलुपताभिधा ॥ १६ ॥

क्षेत्र विवक्षित जन्म–माला दुःखस्य संहतिः । अपरापरजन्मा-ख्याः–केदारा गणनातिगाः ॥ १७ ॥ पानातिकस्तत्रसद्बोधो–बीज कर्मकदंबक । दुष्टो जीवपरीणामो–वापकस्तत्र सोद्यमः ॥ १८ ॥

ततश्च.

उप्त तेनारघट्टेन—सिक्त निष्पाकिमागत । प्रभूतसुखदुःखादि–सस्यं नानाविध नृप ॥ १९ ॥ एवं भवारघट्टाति–भ्रमणोद्भीत चेतसा । दीक्षा तद्भयघाताय–मया दायि नरेश्वर ॥ २० ॥ श्रुत्वेति रुपतिर्भीम–भवाद्भीतमना भृश । न्यस्य चंद्रसुते राज्य–शमसाम्राज्य माददे ॥ २१ ॥ समित्रचंद्रराजोपि–राजन् राज्यश्रिया तया । सम्यग्दर्शनसशुद्ध–गृहिधर्ममशिश्रियत् ॥ २२ ॥ नत्वा गुरुपदद्वद्व–निज धाम जगाम राट् । अन्यत्र मुनिराजोपि—विजह्रे सपरिच्छदः

( १५ ) त्या अति संकिलष्ट चित्त नामनी पहोळी नळी हती, अने भोगलोलुपता नामे जाडु धामी नीक हती ( १६ ) त्यां दुःख भरपुर जन्ममाळा नामे क्षेत्र हतु अने त्यां जुदा जुदा जन्मरूप असंख्य क्यारा हता ( १७ ) त्यां असद्बोध नामे पानातिक ( पाणी पा नार ) हतो कर्मरूप बीज हतु अने तेने दुष्ट जीव परिणाम नामे महेनतु वावनार हतो ( १८ ) तेथी त्यां जे पाक वाववामा आवतो ते ते अरघट्टथी त्यां सींचाइने तैयार थतो ए पाक ते हे राजन्! सुख दुःखरूप हतो ( १९ ) आ रीतना भवरूप अरघट्टना आकरा भ्रमणथी मारु चित्त भय पामता ते भय टाळवा माटे हे नरेश्वर! मे आ दीक्षा लीधी छे ( २० )

एम सांभळीने राजा भयंकर भवथी अतिशय बीनो थको पोताना चंद्र नामना पुत्रने राज्य सोंपीने उपशमनु साम्राज्य [ प्रव्रज्या ] लेतो हवो [ २१ ] चंद्रराजा पण ते राज्य लक्ष्मीथी शोभतो थको सम्यक्त्व पूर्वक गृहिधर्म स्वीकारतो हवो ( २२ ) पछी ते गुरुना चरणे नमीने पोताना ठेकाणे आव्यो, अने मुनीश्वर पण परिवार सहित

॥ २३ ॥ अन्यदा मित्रसेनेन–राजा भाणि रहस्यदः । किम प्यपूर्व विज्ञान–दर्शयामि सखे तव ॥ २४ ॥ स प्राह दर्शय क्षिप्र–ततोसौ-जम्बुकस्वर । तथा रसद् यथा रेसुः-पूर्वंहि जम्बुका अपि ॥ २५ ॥ कुकुजुः कुक्कुटा उच्चै– कृते कुक्कुटकूजिते । निशीथेपि नि-शामात–मुन्निद्रा मेनिरे जनाः ॥ २६ ॥ तथा शृंगारसारा-णि–वाक्यान्याह यथा जनः । दृढशीलोपि जायेत–मन्मथोन्माथितो भृश ॥ २७ ॥ ततो राजाहमित्रैव–मातिचारीनिज व्रत । यद्विकारवचो वक्तु–न युक्त शीलशालिना ॥ २८ ॥

शृंगारसारभाषित्व--मेवमुक्तोपिनोज्झति । यदा केलिप्रिय-त्वेन–तदा राज्ञाप्युपेक्षितः ॥ २९ ॥ प्रोषितभर्तृस्त्रियोग्रे—सविकार गिरोन्यदा । स तथाख्यद्यथा सद्यः—सा भून्मदनविव्हला ॥ ३० ॥ ता तथा सविकाराङ्गी—दृष्ट्वा तद्देवरः क्रुधा । त वदत्

---

બીજા સ્થળે વિચરવા લાગ્યા [ ૨૩ ] એક વખતે મિત્રસેને એકાંતમાં રાજાને એવું કહ્યું કે, હે મિત્ર ! તને હું કંઇક અપૂર્વ વિજ્ઞાન બતાવું [ ૨૪ ] તે બોલ્યો કે, વારૂ ત્યારે જલદી બતાવ ત્યારે તે શિયાળવાનો સ્વર એવી રીતે કાઢવા લાગ્યો કે, તે સાંભળી શિયાળવાં સુધ્ધાં પાડવા લાગ્યા [ ૨૫ ] વળી તેણે કૂકડાનો સ્વર કાઢ્યો કે, કૂકડાઓ બોલી ઉઠ્યા, અને મધ્યરાત છતાં સવાર સમજીને માણસો જાગી ઉઠ્યા [ ૨૬ ] વળી એવી રીતે શૃંગારવાળાં વાક્યો બોલ્યો કે, દૃઢ શીળવાન્ માણસને પણ કામ જાગી ઉઠે ( ૨૭ ) ત્યારે રાજા બોલ્યો કે, હે મિત્ર ! આ રીતે તું તારા વ્રતને અતિચારથી મલિન કર મા—કેમકે શીળવાન્ જનોને વિકારી વચન બોલવું યુક્ત નથી [ ૨૮ ] એમ કહ્યા છતાં પણ તે જ્યારે કુતુહળી થઇને શૃંગારવાળી વાણી બોલતો બંધ ન થયો, ત્યારે રાજાએ તેની ઉપેક્ષા કરી ( ૨૯ ) તેણે એક વેળા પરદેશ ગએલા ભરથારવાળી સ્ત્રીના આગળ એવાં વિકારી વાક્ય કહ્યાં કે, જેથી તે તત્કાળ કામથી વિહ્વળ થઇ ( ૩૦ ) તેને તેવા વિકારવાળી જોઇને તેનો દિયેર ગુસ્સે થઇ, મિત્રસેનને કહેવા લાગ્યો કે, અરે !

दंदंधि—रे विटोसीत्युदीरयन्न ॥ ३१ ॥ तदाकर्ण्य नृपो मक्षु-मोचयित्वा तमाख्यत । व्रतातिचारक्षस्य—पुष्पं प्राप्तमिङ त्वया ॥ ३२ ॥

फल तु नरके घोरे—लप्स्यसे तीव्रवेदना ! । यत्तदा वारितो-सि त्व—नातिचारादुपारमः ॥ ३३ ॥ जिन देव गुरुन् साधू-स्त दद्यापि सखे स्मर । गर्हस्व दुःकृत सर्वे-क्षमय प्राणिसहतिं ॥ ३४ ॥ सोपि प्राह सखे गाढ-बधनैः पीडितोस्म्यह । न स्मरामि ततः किंचित्-प्रतीकार कुरुष्व मे ॥ ३५ ॥ इति जल्पन्नसौ मृत्वा गजो भूद्विध्यभूधरे । ततो बहुभव भ्रात्वा-क्रमा न्मोक्षमवाप्स्यति । ३६ ।

सविकारवचोवार्द्धि-कुभभूश्चद्रभूपति. । राज्य न्यस्य सुते दीक्षा गृहीत्वा च ययौ शिव ॥ ३७ ॥

'इत्यवेत्य कृतिन. स्वचेतसा
मित्रसेनचरित गताहम' ।'

---

તુ તો કાઇ ભડવો દેખાય છે, એમ કહી રાજપુત બધે બોલતો હવો [ ૩૧ ] તે સાંભળી રાજાએ જલદી તેને છુટો કરાવ્યો અને કહ્યુ કે, વ્રતના અતિચારરૂપ ઝાડનુ આ ફુલ તને મળ્યુ છે [ ૩૨ ]

એનુ ફળ તો અંધારા નરકમા તીવ્ર વેદનાઓ પામીશ તે વખે ડમકે તે વેળા મે તને વાયા છતા પણ તુ અતિચારથી નિવર્ત્યો નહિ [ ૩૩ ] માટે હે મિત્ર ! હજુ પણ જિનેશ્વર દેવ તથા સુસાધુ ગુરુને સભાર, દુકૃતની ગર્હા કર, અને તમામ જીવોને ખમાવ ( ૩૪ ) ત્યારે તે બોલ્યો કે, હે મિત્ર ! હુ બંધનોથી ભૂરી પીડા પામ્યો છુ તેથી હુ કાઇ સભારી શકતો નથી, માટે મારી કાઇક ઓસડવેસડની તજવીજ કર ( ૩૫ ) એમ બોલતો થકો તે મરીને વિંધ્યાચળમા હાથી થયો, ત્યાથી બહુ ભવ ભમીને અનુક્રમે મોક્ષ પામશે [ ૩૬ ] વિકારવાળાં વચનરૂપ સમુદ્રને અટકાવવા અગસ્ત્ય ૠષિ સમાન ચદ્રરાજા પુત્રને રાજ્ય સોંપી દિક્ષા લઇને મોક્ષે ગયો ( ૩૭ )

એ રીતે પાપહીન પંડીતોએ પોતાના ચિત્તવડે મિત્રસેનનુ ચરિત્ર જાણીને લાવો

चंचदुच्चतरदुःसलक्षित
सत्यजंतु सविकारजल्पितं ॥ ३८ ॥

## ॥ इति मित्रसेनकथा.

इत्युक्तः शीलवतः सविकारवचनवर्जन इति चतुर्थो भेदः—
अधुना बालक्रीडापरिहाररूप पंचम भेदमभिधित्सुर्गाथापूर्वार्द्धमाह.

## ( सूलं, )

बालिसजणकीला वि हु- मूलं मोहस्स णत्थदंडाओ

( टीका )

बालिशजनक्रीडापि बालजनाचरितक्रीडापि द्यूतादिरूपा—
उक्तंच.

દુખ આપનાર સવિકાર ભાષણ ત્યાગવું

એ રીતે મિત્રસેનની કથા છે.

આ રીતે શીળવાન્ જનનું સવિકાર વચન વર્જનરૂપ ચોથું શીળ કહ્યું હવે બાળ ક્રીડા પરિહારરૂપ પાંચમું શીળ કહેવા માટે અર્ધી ગાથા કહે છે

## [ મૂળનો અર્થ. ]

બાળ જનની રમત પણ અનર્થ દંડવાળી હોવાથી મોહનું મૂળ છે.

( ટીકાનો અર્થ. )

બાલિશ જનક્રીડા એટલે બાળ જીવોએ કરાતી જુગાર વગેરે રમત પણ નહિ રમવી

જે માટે કહ્યું છે કે—

चउरगसारिपट्टिय—वट्टाई लावयाइजुद्धाइ,
पणहतरजमगाई—पहेलियाईहि नो रमइ ( इति )

आसता सविकारजल्पितानीत्यपिशब्दार्थ —हुरल्कारे-लिंग चिह्न मोहस्यानर्थदडत्वात् नि'फलप्रायारभमवृत्तेरिहाप्यनर्थ जनकत्वेन च, जिनदासस्येव.

तत्कथा चैवं

रायगिहनयरकमले -सिरिसेणियरायहसकयसोहे । गुतिमइनाम इब्भो—आसि पवित्तोपरिमलुव्व ॥ १ ॥ सिट्ठी य उसभदत्तो - तस्स सुओ भुवणविस्सुओ पढमो । बीओ उण जिणदासो—आवाओ जूयवसणस्स ॥ २ ॥ धणदविणखयकरेण -दुरोदरेण रमेइ सो निच्च. । तत्तो भणिओ सो जिह-बधुणा सप्पणयमेव ॥ ३ ॥ हे भाय कायसयणाइ -विविहहेऊउअत्थदडाओ । अन्नो वि णत्थदडो—

चार रंगवाळा पासा के पटनी रमत, वर्तक—लावकना युद्ध एटले तीतर वगेरे पक्षिओनी लडाइनी रमत, तथा प्रहेलिकाओनावडे प्रश्नोत्तर अने यमकपूरण वगेरे नहि करवा

विकारवाळां भाषणो तो दूर रहो पण रमत नहि करवी, ए अपि शब्दनो अर्थ छे " हु " अलकारार्थे छे—केमके ते मोहनु चिन्ह छे, जे माटे ते अनर्थ दंडरूप छे, अने निरर्थक आरभ प्रवृत्ति कर्याथी अहीं पण अनर्थ थाय छे जिनदासनी माफक

तेनी कथा आ रीते छे

श्रेणिक राजारूप राजहंसथी शोभता राजगृह नगररूप कमळमां गुप्तिमति नामे एक पारमलनी माफक पवित्र इभ्य हतो. ( १ ) तेने एक ऋषभदत्त नामे जग विख्यात पुत्र हतो, अने बीजो जिनदास नामे जुगारी पुत्र हतो. ( २ ) ते नित्य द्रव्यने क्षय करनार जुगार रमतो, त्यारे तेना मोटा भाइए तेने प्रीतिपूर्वक आम कह्यु— [ ३ ]

हे भाइ ! शरीर अने स्वजनादिकना कारणे जे करवु पडे ते अर्थदंड छे, अने

बहुबधनिवधण भणिओ ॥ ४ ॥

यदुक्त.

अठेण तं न बंधइ–ज मणदठेणं ति थेववहुभावा । अदठे काला ईया नियामगा नउ अणठाए ॥ ५ ॥ किंपुण जूय बहुवसणे–कदक-दलणनवघणसमाण । नियकुलकलककारण–मेय ता चयसु त भाय ॥ ६ ॥

अन्यत्राप्युक्तं.

कुलकलकणु, सच्चपडिवक्खु, गुरुलज्जीसोयरु, धम्मविग्घु, अत्थ-इ पणासणु, दाणभोगिहि रहिउ, पुत्तदारपियमाइमोसणु—

जहिं न गणिज्जइ देवगुरु–जहि नवि कज्जु अकज्जु । तणुसतावणु कुगइपहु–नहि कोइ जूइ रमिज्ज ॥ ७ ॥ इय पभणिओ वि जूयं–जा

---

તેથી અન્ય તે અનર્થદંડ છે, તે બહુ બંધનું કારણુ કહેલ છે ( ૪ )

જે માટે કહ્યુ છે કે—

અર્થથી એટલુ પાપ નહિ બાંધે જેટલુ અનર્થથી બાંધે— કેમકે અર્થે થોડુ કરવાનું હોય છે, અને અનર્થે બહુ થાય છે જે માટે અર્થમા તો કાળ વગેરે નિયામક રહેલ છે, પણ અનર્થમા કોઇ નિયામક નથી [ ૫ ] તેમાં પણ જુગાર તો બહુ વ્યસનરૂપ કંદને વધારવા માટે નવા મેઘ સમાન છે, અને તે પોતાના કુળને કલંકિત કરવાનું કારણુ છે, માટે હે ભાઇ ! તે તું છોડી દે. ( ૬ )

જે માટે બીજા સ્થલે પણ કહ્યુ છે કે—

કુળને કલંક દેનાર, સાચથી વિરૂદ્ધ, ભારે શરમનો બંધુ, ધર્મમા વિઘ્ન પાડનાર, અર્થને ખગાડનાર, દાનભોગ રહિત, પુત્ર, સ્ત્રી, તથા માબાપની સાથે પણ દગો અપાવનાર ( એવો જુગાર છે )

જ્યા દેવગુરૂનો ડર રહેતો નથી, તથા કાર્ય–અકાર્યનો વિચાર રહેતો નથી, અને જે શરીરને શોષનાર અને દુર્ગતિનો માર્ગ છે, એવો જુગાર કોણુ રમે? [ ૭ ] આ રીતે

न चयइ कहवि तो इमो तेण। चत्तो सयण समक्खं—न देइ गेहे प वेस पि ॥ ८ ॥ अन्नदिणे जिणदासो—केणवि जूआरिएण रममाणो। जायंमि जूयकलहे—छुरियाए निट्ठुर हणिओ ॥ ९ ॥ सो सत्थघायवि- हुरो—छुलंतओ महियलंमि रक व्व। केवलकरुणट्ठाण—सिट्ठो सिट्ठिस्स स- यणेहिं ॥ १० ॥ सो वि हु करुणा रसभर—पणुल्लिओ अल्लिओ तय भणइ। हे भाय, हो सु सुत्थो—तुह पडियार करिस्सामि ॥ ११ ॥ सो भणइ विणयपउणो—अज्ज अणज्जं खमेहि मे विहिय। परलोयपत्थि- यस्स य—देसु लहु धम्मसंजाल्य ॥१२ ॥ सिट्ठी वि भणइ निउण— सव्वत्थवि निम्ममो हवसु वच्छ। खामेसु सव्वजीवे—करेसु चउसर- णागमण च ॥ १३ ॥ निंदेसु बालकील—चित्ते चिंतेसु पंचनवकारं। भीमभवभीइहरण—पडिवज्जसु अणसण वच्छ ॥ १४ ॥ इय सम्म पडिवज्जिय—वज्जियपावो मरित्तु जिणदासो। जंबुदीवाहिवइ—अणादि-

---

સમજાવ્યા છતાં પણ તેણે જુગાર ન છોડ્યુ એટલે તેણે સગાવહાલાની રૂબરૂ કહીને તેને ઘેર આવતા અટકાવ્યો [ ૮ ] અન્ય દિવસે જિનદાસ કોઈક જુગારી સાથે રમતા તકરાર થવાથી તેણે તેને જોરથી છરી મારી તેથી તે ઘાથી વિધુર થઈ રાકની માફક રડતો જ મીનમા પડ્યો ત્યારે સ્વજનોએ તેના ભાઈને કહ્યુ કે તે દયા કરવા યોગ્ય છે [ ૯-૧૦ ] ત્યારે તે પણ કરૂણાથી ગ્રેરાઈ કોમળ બની તેને કહેવા લાગ્યો કે, હે ભાઈ ! તુ સ્વસ્થ થા—હુ તારો પ્રતીકાર કરીશ ( ૧૧ ) ત્યારે તે જિનદાસ વિનય પૂર્વક બોલ્યો કે હે ભાઈ ! મારૂ અનાર્ય આચરણ તુ માફ કર, અને હુ પરલોકે જવાની તૈયારીમા છુ. તેને ભાતુ આપ [ ૧૨ ] ત્યારે શેઠ બોલ્યો કે, હે ભાઈ ! તુ સર્વ બાબતમા મમતા રહિત થા, સર્વ જીવોને ખમાવ, અને ચાર શરણુ લે ( ૧૩ ) તેમજ બાળક્રીડાની નિદા કર, ચિત્તમા પચપરમેષ્ટિ મત્રનુ સ્મરણ કર, અને ભયકર સસારના ભયને હરનાર અણુસણ લે ( ૧૪ )

આ પ્રમાણે સમ્યક્ પ્રકારે અણુસણ લઈ પાપ ત્યાગ કરી, જિનદાસ મરીને જબુદ્વીપનો અધિપતિ અણાઢિઓ નામે દેવતા થયો. [ ૧૫ ] આ રીતે બાળક્રીડા કરનાર

ओ सुरवगे जाओ ॥ १५ ॥

इति बालिशकेलिशालिनो
जिनदासस्य निशम्य दुःस्थितिं ।
भविका भवभीतचेतसो
दधतां तत्र निवृत्तिमुच्चकै. ॥ १६ ॥

## ॥ इति जिनदासकथा ॥

( छ )

इत्युक्तः शीलवतो बालक्रीडापरिहार इति पचमो भेदः,-संमति पम्परचनाभियोगपरित्यागलक्षण षष्ट शीलभेदमभिधित्सुर्गाथोत्तरार्द्ध माह.

## ( मूलं )

फरुसवयणाभियोगो-न समओ शुद्धधम्माण ॥ ४१ ॥

---

જિનદાસની થએલી દુ:સ્થિતિ જોઇને ભવથી બીનારા હે ભવિકો ! તે બાબતની નિવૃત્તિ કરો (૧૬)

આ રીતે જિનદાસની કથા છે.

એ રીતે શીળવાન્ જનનો બાળક્રીડ પરિહારરૂપ પાચમો ભેદ કહ્યો—હવે પુરૂષ વચનાભિયોગરૂપ છઠુ શીળ કહેવા માટે અર્ધી ગાથા કહે છે —

( મૂળનો અર્થ. )

પરૂપ વચનથી હુકમ કરવો એ શુદ્ધ ધર્મવાળાને ઉચિત નથી. ( ૪૧ )

( टीका )

परुपवचनेन 'रे दरिद्र दासी पुत्रे' त्यादिना-भियोग आज्ञादानं-न सगतों नोचित' शुद्धधर्माणां प्रतिपन्नजिनमतानां, धर्महानिधर्मलाघवहेतुत्वात्.

तत्र धर्महानिः

फरुसवयणेण दिणतव-महिक्खिवंतो य हणइ मासतव.
वरिसतव सवमाणो-हणइ हणतो य सामन्नं. ( इतिवचनात् )

धर्मलाघव पुन "रहो धार्मिकाः परपीडापरिहारिणः सविवेकाश्च श्रावका यदेव ज्वलदंगारोत्कराकारा गिरो गिरती" त्यादि लोकोपहासात्.

तथा,

अप्रिय मुक्ताः पुरुपा'-मवदति द्विगुण मप्रियं यस्मात् । तस्माश्च वाच्य मप्रिय-मप्रियमश्रोतुकामेन ॥ १ ॥ विरज्यते परिवारो-नित्य कर्कश-

---

ટીકા.

અરે દરિદ્ર દાસી પુત્ર ! ઇત્યાદિ કઠોર વચને કરીને અભિયોગ એટલે હુકમ કરવો સગત નથી, એટલે ઉચિત નથી—( કોને તે કહે છે ) શુદ્ધ ધર્મને એટલે જૈન ધર્મ પાળનારને કેમકે તેથી ધર્મની હાનિ તથા લાઘવ થાય છે ત્યા ધર્મ હાનિ એ રીતે કે, કઠોર વચનથી તે દિવસનુ તપ નાશ પામે અધિક્ષેપ ( આક્રોશ ) કરતા માસ તપ હણાય, શાપ દેતાં વર્ષનુ તપ હણાય, અને મારામારી કરતાં આખુ શ્રમણપણુ હણાય

વળી પરુષ વાણી બોલતાં લોકોમા ધર્મની લઘુતા પણ થાય. કેમકે લોકો હસે કે, જુવો આ ધાર્મિક પરપીડા પરિહારિ અને વિવેકી શ્રાવકો આવી બળતા અગાર જેવી વાણી બોલે છે

તેમજ કોઇને પણ અપ્રિય કહેતા તે પાછુ બમણુ અપ્રિય બોલે છે, માટે અપ્રિય નહિ સાભળવા ઇચ્છનારે કોઇને અપ્રિય નહિ કહેવુ [ ૧ ] હમેશાં કર્કશ બોલનારનો

भाषिणः। परिग्रहे विरक्ते च-प्रभुत्वं हीयते नृणां ॥ २ ॥

किंच

अशिक्षितात्मवर्गेण-म्लानिं याति यतः प्रभुः । अत. शिक्षा प्रदातव्या-प्रत्यहं मृदुभाषया ॥ ३ ॥ स्वाधीने माधुर्ये-मधुराक्षरसंभवेषु वाक्येषु । किंनाम सत्ववंतः-पुरुषाः परुषाणि भाषते ॥ ४ ॥ ( इत्यादि )

अतएव श्री वर्द्धमानस्वामिना महाशतकमहाश्रावकः सत्येपि परुषे जल्पिते प्रायश्चित्तं चाहित इति.

मतांतरे पुनरदुराराध्यताभिधानं षष्ठं शील. तदप्यपरुषभाषित्वेन संगृहीतमेव.

महाशतकसविधानकमिदं.

रायगिहपुरसरोवर-विभूसणं गिहवई जलरुहव्व । सिरिनिलओ-भमरहिओ-नालस्सपयं महासयगो ॥ १ ॥ अट्ठट्ठकणयकोडी-निहिवुड्ढि-

પરિવાર તેના તરફ નિરક્ત થય છે, અને તેમ થતા તેની સત્તા નબળી પડે છે ( ૨ ) વળી પોતાના પરિવારને કેળવણી નહિ આપ્યાથી તેનો નાયક ઝાખો પડે છે, માટે દર રોજ કોમળ ભાષાથી શીખામણ આપી કુટુંબ પરિવાર કેળવવો જોઇએ ( ૩ ) માધુર્યના લાવવી એ સ્વાધીન છે, તેમજ મધુર અક્ષરવાળા વાકયો પણ સ્વાધીનજ છે, તો પછી શુ કામ હિમ્મતવાન પુરૂષો પરૂષ બોલે ? [ ૪ ] આ કારણથીજ શ્રીવર્દ્ધમાનસ્વામીએ મહાશતક શ્રાવકને સાચુ પણ પરૂષ બોલતા પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરાવ્યુ

મતાંતરે એટલે કે બીજા આચાર્યોના મતે અદુરારાધ્યતા નામે છઠુ શીળ છે, તે પણ અપરૂષભાષિપણામાં આવીજ જાય છે [ કેમકે સુખે જે સેવી શકાય તે અદુરારાધ્ય કહેવાય, અને તે જ્યારે મીઠુ બોલનાર હોય ત્યારેજ થઇ શકે છે ]

મહાશતકનુ વૃત્તાંત આ છે —

રાજગૃહનગરરૂપ સરોવરનો વિભૂષણ મહાશતક નામે ગૃહપતિ હતો, તે કમળ જેમ શ્રીનિલય ભ્રમરહિત [ ભમરાને હિતકારી ] नालस्य पद ( નાળનું સ્થાન ) હોય છે, તેમ શ્રીનિલય [ લક્ષ્મીવાન ] ભ્રમ રહિત અને આળસરહીન હતો ( ૧ ) તેના

पवित्थरप्पउत्ताओ । दसगोसहस्सपरिमाण-परिगया तस्स अट्ठ वया ॥ २ ॥ रेवइपमुहा तेरस-भज्जाओ तत्थ रेवइए उ । पिउगेहस-तियाओ-कोडीओ अट्ठ कणगस्स ॥ ३ ॥ दसगोसहस्समाणा-अट्ठ-वया सेसयाण पिउहरिया ॥ इक्कि कणयकोडी-दसगोसहस्सो पुढो य वओ ॥ ४ ॥ अह तत्थ समोसरिओ-गुणसिलए चेइए जिणो वीरो । वदण वडियाइ गओ-पउरेहि सम महासयगो ॥ ५ ॥ नमिऊण तिहुयणगुरु-उचियट्ठाणे निविट्ठओ एसो । भयय पि अमय निस्सद-सुदर कहइ इह धम्म ॥ ६ ॥ इह दुलह गिहिधम्म-लहिउ सा-वयजणेण पइदिवस । तस्स विसुद्धिनिमित्त-दिणचरिया इह विहे-यव्वा ॥ ७ ॥

तथाहि॰

सुत्तविउद्धो सड्ढो-सम्म सुमरिज्ज पचनवकार । जाइकुलदेवगुरु-धम्म-सगय अह विचितिज्जा ॥ ८ ॥ तो छव्विह मावस्सय-मणु-

પાસે ચોવીશ ક્રોડ ધન હતું, જેમા આઠ ક્રોડ નિધાનમાં, આઠ ક્રોડ વ્યાજમા અને આઠ ક્રોડ વેપારમા વપરાતુ અને તેના પાસે દશ દશ હજાર ગાયોવાળા આઠ ગોકુળ હતાં ( ૨ ) તેને રેવતી વગેરે તેર સ્ત્રીઓ હતી, સા રેવતીને બાપ તરફથી આઠ ક્રોડ ધન મળ્યુ હતું અને એંશી હજાર ગાયો મળી હતી, બાકીની બીજી સ્ત્રીઓને એક એક ક્રોડ ધન અને દશ દશ હજાર ગાયોનું એક ગોકુળ પીયરથી મળ્યુ હતું [ ૩-૪ ] હવે સા ગુણશૈલ વનમા મહાવીર જિન સમોસર્યા, તેમને વાંદવા માટે નગર લોકની સાથે મહાશતક ગયો ( ૫ ) તે જિનેશ્વરને નમી ઉચિત સ્થાને બેઠો, એટલે ભગવાન અમૃતના ઝરણ જેવો સુદર ધર્મ આ રીતે કહેવા લાગ્યા. [ ૬ ] આ સસારમાં દુર્લભ ગૃહિ ધર્મ પામીને શ્રાવકે દરરોજ તેની વિશુદ્ધિ જાળવવા માટે આ રીતે દિનચર્યા પાળવી. [ ૭ ]

જેમકે

સુવાથી જાગીને શ્રાવકે પહેલા રૂડી રીતે પચનવકાર મત્ર સભારવો બાદ પોતાની જાત—કુળ—દેવ—ગુરૂ અને ધર્મની વિચારણા કરવી [ ૮ ] પછી છ પ્રકારનું

द्विउ न्हाइउ च दिवसमुहे । नियवत्थो मुहकोस-काउ पूइज्ज गिहबिंबं ॥ ९ ॥ पच्चक्खाणं काऊण-इट्ठीपत्तो महाविभूईए । गच्छिज्ज जिणिंदगिहे पविसिज्ज तेहि समयविहिणा ॥ १० ॥ पूएवि जिण वंदिज्ज-सयणु चच्चिज्ज सुगुरुपासमि । काऊण तेसिं विणय-पच्चक्खाणं च पयडेउं ॥ ११ ॥ धम्म सुणिज्ज सम्मं-सुद्ध विंत्तिं गिहागओ कुज्जा । मज्झण्हे पुण पूयं-विहिज्ज जिणनाहपडिमाण ॥ १२ ॥ पडिलाभिज्ज मुणिंदे-फासुयएसणिय असणदाणेण । साहम्मियवच्छल्ल—करिज्ज दीणाइ अणुकंप ॥ १३ ॥ बहुबीयणंतकाया-इ—वज्जिय भोयण तओ कुज्जा । वंदेवि जिणवरिंदे—गुरुणो य विहिज्ज संवरण ॥ १४ ॥ वो सत्थरहस्साइ—कुसलमईहि सम वियारिज्जा । इगभत्तासत्तो पुण—भुंजिज्ज दिणट्ठमे भागे ॥ १५ ॥ सझासमए गिहचेइयाइ—पूएवि पुणवि वंदिज्जा । आवस्सय विहेउं—करि-

---

આવસ્યક કરીને દિવસ ઉગતા ન્હાઈ ધોઈ ધોળા વસ્ત્ર પહેરી મુખકોશ બાંધી ઘરે રહેલી પ્રતિમા પૂજની [ ૯ ] પછી પ્રત્યાખ્યાન કરીને જો રૂદ્ધિવાન્ શ્રાવક હોય, તો તેણે ઠાઠ માઠથી દેરાસરમા જઈ ત્યાં શાસ્ત્રોક્ત વિધિથી પેસવુ [ ૧૦ ] ત્યા જિનપૂજા કરી ચૈત્યવદન કરી ત્યાર બાદ સુગુરૂની પાસે જવુ, ત્યાં તેમનો વિનય સાચવી પ્રત્યાખ્યાન પ્રગટ કરવુ ( અર્થાત્ ફરીને લેવુ ) [ ૧૧ ] પછી ત્યાં રૂડી રીતે ધર્મ સાભળી ઘેર આવી શુદ્ધ વૃત્તિ એટલે ન્યાય પૂર્વક વેપાર રોજગાર કરવો, ફરી બપોરે જિનેશ્વરની પ્રતિમા ઓની પૂજા કરવી [ ૧૨ ] પછી પ્રાશુક એષણીય આહાર મુનિશ્વરોને વહોરાવવો, તથા સાધર્મિ ભાઈનું વાત્સલ્ય કરવુ, તથા દીનાદિક ઉપર અનુકપા કરવી [ અર્થાત્ દીન દુખી જે તે ટાકણે ઉપસ્થિત હોય તેને પણ અન્નપાણી આપવુ ] [ ૧૩ ] બાદ બહુબીજ અને અનતકાય વર્જિત ભોજન કરવુ, બાદ ચૈત્યવદન કરી ગુરૂને વાંદી દિવસ ચરિમનું પચ્ચખાણ લઈ લેવુ ( ૧૪ ) પછી કુશળ બુદ્ધિમાન્ મિત્રો સાથે શાસ્ત્રના રહસ્ય વિચારવાં [ આ રીતે મુખ્ય વૃત્તિએ એક વખતજ જમવુ ] પણ જદાચ એક ભકત નહિ કરી શકાય, તો દિવસના આઠમા ભાગે ખાઇ લેવુ ( ૧૫ ) સાજ થતા ઘેર રહેલી પ્રતિ-

जिणसासण समुद्धरइ । सिरिपुंडरीय गणहर- इव पावइ परमपय मउल ॥ ९५ ॥ ता दायव्व नाण-अणुसरियव्वा सुनाणिणो मुणिणो । नाणस्स सया भत्ती-कायव्वा कुसलकामेहिं ॥ ९६ ॥ वीय तु अभयदाण-त इह अभणण सयलजीवाण । अभउ त्ति धम्ममूल दयाइ धमो पसिद्ध मिण ॥ ९७ ॥ इक्कचिय अभयपयाण-मित्थ दाऊण सव्वसत्ताण । वज्जाउहु व्व कमसो-सिज्झति पहीणजरमरणा ॥ ९८ ॥

नाउण इम भयर-भीरुयाण जीवाण सरणरहियाण । साहीण दायव्व-भविएहिं अभयदाण मिण ॥ ९९ ॥ धम्मोवग्गहदाण-तइय पुण असणवसणमाईणि । आरभनियत्ताण—साहूण हुति देयाणि ॥ १०० ॥ तित्थयरचक्कवट्टी-बलदेवा वासुदेवमडलिया । जायति जगब्भहिया-सुपत्तदाणप्पभावेण ॥ १०१ ॥ जह भयव रिसहजणो-घयदाणलेण सयलजयनाहो । जाओ जह भरहवई-भरहो मुणिभत्तदाणेण ॥ १०२ ॥

જીન આ જગતમા જિન શાસનનો ઉદ્ધાર કરે છે, તેવો પુરૂષ શ્રી પુડરીક ગણધરની મા પઠ અતુલ પરમ પદ પામે છે [ ૯૫ ] માટે હમેશા જ્ઞાન આપવુ સારા જ્ઞાનિ મુનિઓને અનુસરવા અને કુશળ ઇચ્છના પુરૂષોએ હમેશ જ્ઞાનની ભક્તિ કરવી ( ૯૬ ) બીજુ અભયદાન છે, તે સઘળા જીવોને અભય દેવાથી થાય છે અભયજ ધર્મનુ મૂળ છે, અને દયાથીજ ધમ છે, એ પ્રસિદ્ધ વાત છે [ ૯૭ ] ઇહા સર્વ જીવોને એમ્લુ અભય દાન આપીનેજ વજ્રાયુધના માફક અનુક્રમે જરા મરણ ટાળીને જીવો સિદ્ધ થાય છે [ ૯૮ ]

એમ જાણીને ભયથી બીતા અશરણ પ્રાણિઓને ભવ્ય જનોએ આ સ્વાધીન અભયદાન આપવુ [ ૯૯ ] ત્રીજુ ધર્મોપગ્રહદાન તે આરભથી નિવર્ત્તેના સાધુઓને અશન તથા વસ્ત્ર વગેરે આપવા તે છે [ ૧૦૦ ] સુપાત્ર દાનના પ્રભાવથી જગત્પૂજ્ય તીર્થંકર ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ કે, માડલિક રાજા થવાય છે ( ૧૦૧ ) દાખલા તરીકે ઘૃતદાનના બળે ભગવાન ઋષભ દેવ સકળ જગતના નાથ થયા, તેમજ મુનિને ભક્ત દેવાથી ભરત ક્ષેત્રના ભરત અધિપતિ થયા [ ૧૦૨ ]

अन्निय

दसणमित्तेणवि मुणि–वराण नासेइ दिणकय पावं । जो देइ ताण दाण–तेण जए किं न सुविढत्त ? ॥ १०३ ॥ त सुपवित्त भवणं–मुणिणो विहरति जत्थ समभावा । न कयावि साहुरहिओ–जिणधम्मो पायडो होइ ॥ १०४ ॥ ता तेसिं दायव्व–सुद्ध दाण गिहीहि भत्तीए । अणुकपो चियदाण–दायव्व नियसत्तीए ॥ १०५ ॥

किंच,

न तवो सुदुट्ठु गिहीण–विसयासत्ताण होइ नहु सील । सारभाण न भावो–तो साहीण सया दाण ॥ १०६ ॥

इय तिविहपि हु दाण–नरवर सखेवओ तुह क्खायं । वियरिय सिवसुहलील–सपइ सील निसामेसु ॥ १०७ ॥ सील नियकुलनहयल–

---

વળી,

મુનિશ્વરોના દર્શન માત્રથી પણ દિવસનું કરેલું પાપ નાશ પામે છે, તો જે તેમને દાન આપે છે, તે જગતમાં શું ઉપાર્જન નહિ કરે ? [ ૧૦૩ ] વળી જ્યાં સમભાવી મુનિઓ વિચરતા હોય, તે ભવન સુપવિત્ર થાય છે, કેમકે કદાપિ સાધુઓ વિના જિનધર્મ પ્રગટ થતો નથી ( ૧૦૪ ) માટે તેમને ગૃહસ્થે ભક્તિપૂર્વક શુદ્ધ દાન આપવું જોઇએ વળી પોતાની શક્તિના અનુસારે અનુકંપાદાન તથા ઉચિત દાન પણ આપવું ( ૧૦૫ ) વળી બીજી એ વાત છે કે, વિષયાસક્ત ગૃહસ્થોને રૂડું તપ કે, શીળ હોઇ શકતા નથી, તેમજ તેઓ સારંભી હોવાથી તેમને ભાવના ભાવવાનો પણ થોડોજ યોગ મળે છે, પણ તેમને દાન ધર્મ કરવું તો હમેશ સ્વાધીન છે [ ૧૦૬ ]

એ રીતે હે નરવર ! સંક્ષેપે ત્રણે પ્રકારનું દાન તને કહ્યું, હવે મુક્તિ સુખની લીલા આપનાર શીળ તને કહું છું, તે સાંભળ [ ૧૦૭ ] શીળ પોતાના કુળરૂપ નભ-

ससिव्व कित्ती पयासए भुवणे । सुरनर सिवसुहकरण–पालेयव्व सया सील ॥ १०८ ॥ जाइकुलरूवबलसुय–विज्जाविन्नाण बुद्धिरहियावि । सव्वत्थ पूयणिज्जा–निम्मलसीला नरा हुंति ॥ १०९ ॥ त पुण सील दुविह–देसे सव्वे य होइ नायव्व । देसे गिहीण दसण–मूलाणि दुवालस वयाणि ॥ ११० ॥ साहूण सव्वसील–ज सीलगाण अट्ठदससहसा । वुज्झति निरइयारा–जावज्जीव अविस्साम ॥ १११ ॥

लघुकम्मा गुरुसत्ता–सत्ता विसमावईसु पत्तावि । मणवयणतणु विसुद्ध–सील पालति सीय व्व ॥ ११२ ॥ असखभवज्जियकम्म—ममगुरुघमहरण पवणसमो । निम्मलसीलजुएणवि–जहसत्ति तवो विहेयव्वो ॥ ११३ ॥ सो य तवो पुण दुविहो–अब्भितरओ तहेव बाहिरओ । इक्किक्को छब्भेओ–पायच्छित्ताणसणमाई ॥ ११४ ॥ ज नारया न कम्म–खवति बहुएहि वरिससहसेहिं । त खलु चउत्थभोई–जीवो निज्जरइ

---

જગમાં ચંદ્ર માફક ટોઇ જગતમાં કીર્તિનો પ્રકાશ કરે છે વળી તે સુરનર અને શિવનાં સુખ કરે છે, માટે સદા શીળ પાળવું જોઇએ [ ૧૦૮ ] જાતિ—કુળ—રૂપ—બળ—શ્રુત—વિદ્યા—વિજ્ઞાન તથા બુદ્ધિથી રહિત નરો પણ નિર્મળ શીળવાન્ હોય છે, તો સર્વત્ર પૂજનીય થાય છે [ ૧૦૯ ] તે શીળ બે પ્રકારનું છે—દેશથી અને સર્વથી. ત્યાં દેશથી શીળ તે ગૃહસ્થને સમ્યકત્વ સાથે બાર વ્રત જાણવા [ ૧૧૦ ] અને સાધુઓ જે નિરતિચારપણે યાવજ્જીવ લગી વીસામો લીધા વગર અઢાર હજાર શીળના અંગ વહે છે, તે સર્વ શીળ જાણવું ( ૧૧૧ )

લઘુકર્મી અને ભારે સત્વવાન્ જીવો વિષમ આપદાઓમાં પડ્યા થકા, પણ મન વચન કાયાથી સીતાની માફક નિર્મળ શીળ પાળે છે [ ૧૧૨ ] ( હવે તપનો મહિમા કહે છે ) અસંખ્યાત ભવમાં ઉપાર્જેલા કર્મના મમરૂપ ભારે ઘામને હરવા, તપ પવન સમાન છે, માટે નિર્મળ શીળ પાળનારાએ પણ તે યથાશક્તિ કરવું ( ૧૧૩ ) તે તપ બે પ્રકારનું છે—અભ્યંતર અને બાહ્ય તે દરેકના પ્રાયશ્ચિત વગેરે અને અણસણ વગેરે છ છ પ્રકાર છે. [ ૧૧૪ ] નરકના જીવો હજારો વર્ષોથી જેટલું કર્મ નથી ખપાવી શ-

सुहभावो ॥ ११५ ॥ निव्वतवचरणरया—करित्तु तित्थुन्नई समणसीहा। सपत्ता परमपय—विण्हुकुमारु व्व गयकम्मा ॥ ११६ ॥

ता कायव्वा भत्ती—सयावि तवमजुयाण साहूण । कम्मक्खयस्स हेउ—तवो सयंचिय करेयव्वो ॥ ११७ ॥ पालउ सील दाणपि—देउ तह निम्मलं तव कुणउ । भावेण विणा सव्वंपि—निप्फल उच्छुपुप्फ व ॥ ११८ ॥ सुहभाववुड्डिहेउ—अणिच्चयाई उ भावणा निच्च । बारस भावेयव्वा—भवजलनिहि तारण तरीओ ॥ ११९ ॥ तकविहूणा विज्जा—लक्खणहीणो य पंडिओ लोए । भावविहूणो धम्मो—तिन्निवि नूण हसिज्जंति ॥ १२० ॥ अकयसुकयावि पुव्व—मरुदेवी सामिणि व्व तकाल । सुहभावणावसेण—जीवा पावंति निव्वाण ॥ १२१ ॥

इय सोऊण धम—चंदोयरनरवरो पहिट्ठमणो । समत्तकलिय ममल—गिहीण धम्म पवज्जेइ ॥ १२२ ॥ नमिउ च सूरिपाए—राया

---

ता, તેટલું કર્મ ઉપવાસ કરનાર શુભ ભાવનાવો જીવ ખપાવી શકે છે (૧૧૫) તીન તપશ્ચરણ કરનાર સિંહ જેવા શ્રમણો વિષ્ણુકુમારની માફક તીર્થની ઉન્નતિ કરીને કર્મ ર હિત થઈ પરમપદ પામ્યા છે [૧૧૬]

માટે તપ કરનાર સાધુઓની હમેશા ભક્તિ કરવી, અને કર્મને ક્ષય કરનાર તપ જાતે પણ કરતા રહેવું [૧૧૭] શીલ પાળો, દાન દો, નિર્મળ તપ કરો, પણ ભાવ વિના તે સર્વ શેરડીના ફૂલ માફક નિષ્ફળ છે (૧૧૮) શુભ ભાવની વૃદ્ધિના અર્થે સંસાર સમુદ્ર તારવા બોટ સમાન અનિત્યાદિક બાર ભાવના નિત્ય ભાવવી [૧૧૯] તર્ક વિનાની વિદ્યા, લક્ષણહીન પંડીત, અને ભાવ વિનાનો ધર્મ એ ત્રણે લોકમાં હસાય છે (૧૨૦) પૂર્વ કશા સુકૃત નહિ કર્યા છતા પણ મરૂદેવી માતા માફક શુભ ભાવના વશે કરીને જીવો તત્કાળ નિર્વાણ પામે છે (૧૨૧)

આ રીતે ધર્મ સાંભળીને ચંદ્રોદર રાજાએ હર્ષિત મનથી સમ્યક્ત્વ સહિત નિર્મળ ગૃહિધર્મ સ્વીકાર્યો. (૧૨૨) પછી ગુરૂને પગે પડી રાજા સ્વસ્થાને આવ્યો, અને ભ

पत्तो सयमि ठाणमि । भवियपडिबोहहेउ-गुरूवि अनत्थ विहरित्था ॥ १२३ ॥ राया पढेइ नाणं–करेइ नाणी पुवग्गह सययं । सत्तसु खित्तेसु धण-नियरइं उद्धरइ दीणजण ॥ १२४ ॥ घोसावेइ अमारि— नियदेसे धरइ समुचिय सील । सत्तीए तवइ तव—भावइ सुहभावणा हियए ॥ १२५ ॥ अन्नदिणे पियराण—उक्कठियमाणसो भिस निवई । काउ नियरज्ज सुत्थ—सचलिओ चक्कपुर उवरिं ॥ १२६ ॥

एगो खयरो पुरओ—गतुं वज्जाउहं निव सहसा । वद्धावइ चदोयर-नरवरआगमणकहणेण ॥ १२७ ॥ तो नायसुयागमणो पहाण सामतमतिवलकलिओ । हरिसिय हियओ कुमरस्स–समुह निग्गओ राया ॥ १२८ ॥ दट्ठूण महारिद्धिं–राया तणयस्स विम्हिओ अहिय । पभणेइ अहो धन्नो- पुन्नब्भहिओ इमो पुत्तो ॥ १२९ ॥ उत्तरिउ विमाणाओ–नमेइ चदोयरो जणयचलणे । तेणावि नेहनिब्भर–मेसो आ-

ચોને પ્રતિબોધવાના અર્થ ગુરૂ પણ બીજા સ્થળે વિચરવા લાગ્યા [ ૧૨૩ ] તે રાજા જ્ઞાન ભણવા લાગ્યો, જ્ઞાનિઓને હમેશા મદદ દેવા લાગ્યો સાત ક્ષેત્રોમા ધન વાપરવા લાગ્યો, દીન જનને ઉદ્ધરવા લાગ્યો [ ૧૨૪ ] પોતાના દેશોમાં અમારી પડહ ઘોષાવવા લાગ્યો, ઉચિત શીળ ધરવા લાગ્યો, શક્તિ પ્રમાણે તપ તપવા લાગ્યો, અને હૃદયમા શુભ ભાવનાઓ ભાવવા લાગ્યો ( ૧૨૫ ) હવે એક દિવસે તે રાજા માબાપને મળવા બહુ ઉત્કંઠિત થયો થકો પોતાના રાજ્યની ભળામણ કરીને ચક્રપુરના ઉપર ચાલ્યો [ ૧૨૬ ]

હવે એક વિદ્યાધર આગળ જઈ વજ્રાયુદ્ધ રાજાને ઓચિંતુ ચદ્રોદર કુમારનુ આગમન કહીને વધામણી દેવા લાગ્યો [ ૧૨૭ ] ત્યારે પુત્રનુ આગમન થતુ જાણી, મોટા સામંત મત્રિ અને લશ્કરના સાથે હર્ષથી રાજા કુમારના સામે આવ્યો ( ૧૨૮ ) તે પુત્રની મહા રિદ્ધિ જોઈને ભારે વિસ્મય પામી કહેવા લાગ્યો કે, અહો ! આ અધિક પુણ્યવાન્ પુત્રને ધન્ય છે (૧૨૯) હવે ચદ્રોદર કુમાર વિમાનથી ઉતરી બાપને પગે લાગ્યો, ત્યારે તેણે પણ સ્નેહપૂર્વક તેને આલિંગિત કર્યો [ ૧૩૦ ] પછી તે પિતા પુત્ર શણગારેલા

लिंगिओ गाढ ॥ १३० ॥ तो विहियहट्टसोहे-संभंतखलत मिलियपउर जणे । ते नयरंमि पविट्ठा-पहिट्ठचित्ता जणयतणया ॥ १३१ ॥

निव्वावियं च चिरविरह-तावियं अम्मयाइ मणभवणं । आणंद-वाहसार-कयप्पणामेण तेण तया ॥ १३२ ॥ वित्ते वद्धावणए-भणियं वज्जाउहेण नरवइणा । करिहरणप्पमुहं मह-नियवुत्तंत-कहसु वच्छ ॥ १३३ ॥ सोवि नियं वुत्तंतं-दुद्धरवणहत्थिहरणमाईणं । वररज्जलाभ-पज्जत-मक्खए जावफुडवियडं ॥ १३४ ॥ उज्जाणपालगनरा-ता आगतूण झत्ति नरवइणो । भाणुमुणिंदागमणं-कहंति सिरठवियकरकमला ॥ १३५ ॥ तो तेसिं पीइदाणं-दाऊणं पुत्तसंजुओ राया । बहुपरिवारपरिवुडो-पत्तो गुरुपायनमणाय ॥ १३६ ॥

वंदिय मुणिंदचरणे-धम्मकहं सुणिय पुच्छए समए । पहु मह सुएण पुव्विं-किं सुकयं विहियं माह गुरू ॥ १३७ ॥ सिरिसंकेयपइट्ठा-

---

અહાટવાળા ને દોડમદોડા કરી, પડી જતા એકઠા થએલા લોકોના ટોળાંથી સીંચાયલા નગરમાં હર્ષથી પ્રવેશ કરવા લાગ્યા [ ૧૩૧ ]

પછી તેણે માતાને નમીને આનંદપ્રવાહ ફેલાવી લાંબા વખતના વિરહથી તપેલું તેનું મન શાંત કર્યું [ ૧૩૨ ] આ રીતે વધામણીનો ઉત્સવ પૂર્ણ થયા બાદ વજ્રાયુધ રાજાએ તેને કહ્યું કે, હે વત્સ ! હાથી તને હરી ગયો, ત્યાંથી તારૂં વૃત્તાંત મને કહી સંભળાવ ( ૧૩૩ ) ત્યારે કુમાર તે દુર્દ્ધર વનહસ્તિના હરણથી માંડીને રાજ્ય પ્રાપ્તિ સુધીનું પોતાનું વૃત્તાંત સ્ફુટપણે કહેવા લાગ્યો ( ૧૩૪ ) એટલામાં ઉદ્યાન પાળકોએ જલ્દી આવી કરીને મસ્તકે હાથ જોડી ભાનુ મુનીશ્વરનું આગમન કહ્યું [ ૧૩૫ ] ત્યારે તેમને પ્રીતિદાન આપીને પુત્ર સહિત રાજા બહુ પરિવારથી ગુરૂના ચરણે નમવા આવ્યો [ ૧૩૬ ]

તે મુનીશ્વરના ચરણ વાંદી ધર્મ કથા સાંભળી અવસરે પૂછવા લાગ્યો કે, હે પ્રભુ ! મારા પુત્રે પૂર્વે શું સુકૃત કરેલું છે ? ત્યારે ગુરૂ બોલ્યા ( ૧૩૭ ) લક્ષ્મીના સંકેત સ્થાનરૂપ

णे–आसी नयरे इह पइट्ठाणे । पयईए दाणरुई—सिट्ठी विंझु त्ति विमलमई ॥ १३८ ॥ तस्स गिहे अन्नदिणे—एगो समणो पसतमणवयणो । भिक्खाकए पविट्ठो—मासक्खमणस्स पारणए ॥ १३९ ॥ तं दट्ठूण सिट्ठी—चिंतेइ अहो अहं सुकयपुन्नो । ज एस मुणी समए—भिक्खाए मह गिह पत्तो ॥ १४० ॥ सो एसो मरुमडल—महीइ चरअमरविड्विवल्लभो । सा एसा चामीयर–वुट्ठी य दरिद्दगेहमि ॥ १४१ ॥

[ ग्र. ७००० ]

मायगगिहपएसे–तमिण सुररायदति आगमण । सो एस तमसहाए–तिमिसगुहाए रयणदीवो ॥ १४२ ॥ इय चिंतिऊण असरिस–हरिसभरुब्भिन्नबहलपुलयभरो । पडिलाभइ परिवेसिय–परमन्नेण तय साहु ॥ १४३ ॥ तप्पुन्नपभावेण–निबिड अज्जिणिय भोगफलकम्म । कालेमरिउं जाओ–देवकुराए जुयलधम्मी ॥ १४४ ॥ कोसतियउच्चदेहो–अ-

प्रतिष्टानपुर नगरमा स्वभावथी दाननी रुचिवाळो अने निमळ बुद्धिवाळो विंध्य नामे शेठ हतो ( १३८ ) तेना घरे एक वेळा एक शात मनवचनवाळो श्रमण मासखमणना पारणे भिक्षार्थे पेठो ( १३९ ) तेने जोइने शेठ विचारवा लाग्यो के, अहो ! हु केवो सुकृत पून्य छु के, मारा घरे वेळापर आ मुनि भिक्षार्थे आवी च या [ १४० ] आ तो मारवाडनी भूमिमां कल्पवृक्ष ऊग्यो, अने आओ दरिद्रना घरे सोनानी वृष्टि थइ छे [ १४१ ] ( ग्रथ सख्या ७००० )

मातगना घरे आजे इंद्रना हाथीनु आगमन थयु छे अथवा अधाराथी भरेली तिमिस गुफामा रत्ननो दीवो प्रगट्यो छे [ १४२ ] एम चितवीने भारे हर्षथी पुलकाचित थइ, तेणे ते साधुने दूधपाक पिरसीने व्होराव्यो [ १४३ ] ते पुण्यना प्रभावे करीने मजबुत भोगफळ कर्म उपार्जि अवसरे मरीने देवकुरु क्षेत्रमा युगलिओ थइ उपनो [ १४४ ] ते त्रण गाउ उंचा शरीरवाळो होइ अष्टम भोजी एटले त्रीजे दिवसे आहार

दहमभोई तिपल्लआउधरो । एगूणवन्नदिणमिहुण-पालगो पवररूवजुओ ॥ १४५ ॥

मत्तंगया य१ भिंगा२-तुडियंगा३ जोइ४ दीव५ चित्तंगा६ । चित्तरसा७ मणियंगा८-गेहागारा९ अणियणा य१० ॥ १४६ ॥ मत्तंगएसु मज्ज-सुहपिज्ज, भायणाइ भिंगेसु । तुडियंगेसु य सययं-तुडियाणि बहुप्पयाराणि ॥ १४७ ॥ दीवसिहा जोइसनामिया य निच्चं करंति उज्जोयं । चित्तंगेसु य मल्ल-चित्तरसा भोयणट्ठाए ॥ १४८ ॥ मणियंगेसु य भूसण-वराइं भवणाइं भवणरुक्खेसु । तह अणियणेसु धणिय-वत्थाणि बहुप्पयाराणि ॥ १४९ ॥ इय दसविहकप्पद्दुम-परिपूरिय सयलभोगदुल्ललिओ । छप्पन्नदुसयपिट्ठी-करंड परिमंडियसरीरो ॥ १५० ॥

अप्पकसाई ईसा-विवज्जिओ रोगविरहिओ मरिउं । किंमूणतिपल्लाऊ-जाओ सोहम्मसग्गसुरो ॥ १५१ ॥ तो चविउं वज्जाउह-नरिंद

---

કરનાર અને ત્રણ પલ્યોપમના આયુષ્યવાળો અને ઓગણપચાસ દિન લગી જોડલાનો પાળનાર થયો [ ૧૪૫ ]

ત્યાં દશ પ્રકારના કલ્પવૃક્ષો આ રીતે છે — મત્તાંગ, ભૃંગ, તુડિતાંગ, જ્યોતિ, દીપ, ચિત્રાંગ, ચિત્રરસ, મણિઅંગ, ગેહાકાર, અને અનિયન. [ ૧૪૬ ] મત્તાંગોમાં સુખે પી શકાય એવું મદ્ય હોય છે, ભૃંગમાં ભાજનો હોય છે, તુડિતાંગમાં નિરંતર અનેક પ્રકારનાં વાજાં વાગે છે, દીપશિખ અને જ્યોતિષિકો નિત્ય અજવાળું કરે છે, ચિત્રાંગમાં ફૂલની માળાઓ હોય છે, ચિત્રરસમાંથી ભોજન મળે છે, મણિઅંગોમાંથી ભભકાદાર ભૂષણો મળે છે, ભવનવૃક્ષો ભવનરૂપે ખપ લાગે છે, અને અનિયનોમાંથી અનેક પ્રકારનાં વસ્ત્રો મળે છે [ ૧૪૭-૧૪૮-૧૪૯ ] એ દશ પ્રકારનાં કલ્પવૃક્ષોવડે પૂરાતા સકળ ભોગોમાં તે મગ્ન બન્યો હતો, અને તેના પૃષ્ઠિકરંડ એટલે કરોડમાં બસે છપ્પન હાડકાની પૃષ્ઠિઓ [ કમાનો ] હતી ( ૧૫૦ )

તે અલ્પ કષાયી ઇર્ષ્યા વિવર્જિત અને રોગ રહિત રહી, મરીને સૌધર્મદેવલોકમાં કંઇક ઉણા ત્રણ પલ્યોપમના આઉખે દેવતા થયો ( ૧૫૧ ) ત્યાંથી ચવીને હે વજ્રાયુધ

तुह एस नदणो जाओ । मुणिदाणपभावाओ-पत्तो एयारिसिं रिद्धिं ॥ १५२ ॥ किंत्तियमित्तं च इम-इहचेवभवमि गच्छिही मुक्ख । इय निसुणंतो पुव्व-जाई चंदोयरो सरइ ॥ १५३ ॥ इय सुणिय तणयच-रियं-गिरिसेण लहुसुय ठवियरज्जे । चंदोयरेण सद्धि-राया दिक्ख प-वज्जेइ ॥ १५४ ॥ नीसेस सत्त अभय-प्पयाणनिरया चिर निरइयार । पालित्तु वय मुक्खे-ते पत्ता दोवि मुणिवसहा ॥ १५५ ॥

एव विनिर्मितजगत्‌त्रयविस्मयस्य—<br>
चंद्रोदरस्य नृपतेश्चरितं निशम्य ।<br>
दानादिके तदिह धत्त चतुर्विधेपि—<br>
धर्मे जिनेंद्रगदिते भविका प्रयत्न ॥ १५६ ॥

## ॥ इति चंद्रोदरराजचरितं ॥

[ छ ]

---

નરેદ્ર ! તે તારો આ પુત્ર થયો છે, અને મુનિને દાન આપવાના પ્રભાવથી તે આવી ઋદ્ધિ પામ્યો છે [ ૧૫૨ ] વળી એ તો શી ગણતીમાં છે પણ એ તો વળી આજ ભવમાં મોક્ષે જનાર છે આ સાંભળીને ચંદ્રોદર જાતિસ્મરણ પામ્યો ( ૧૫૩ ) આ રીતે પુત્રનુ ચરિત્ર સાભળીને રાજાએ પોતાના નાના પુત્ર ગિરિસેનને રાજ્યમા સ્થાપી પોતે ચંદ્રોદરની સાથે દીક્ષા લીધી ( ૧૫૪ ) તે મુનિશ્વરો સઘળા જીવોને અભયદાન આપતા રહી, ચિરકાળ નિરતિચાર વ્રત પાળીને મોક્ષે પહોચ્યા [ ૧૫૫ ]

આ રીતે ત્રણે જગતને વિસ્મય પમાડનાર ચંદ્રોદર રાજાનુ ચરિત્ર સાભળીને હે ભવ્યો ! તમે જિનભાષિત દાનાદિ ચાર પ્રકારના ધર્મમા પ્રયત્ન ધારણ કરો [ ૧૫૬ ]

આ રીતે ચંદ્રોદર રાજાનુ ચરિત્ર છે.

इत्युक्तः सप्तदशसु भेदेषु दानादिचतुर्विधधर्मप्रवर्त्तनमित्येकादशो भेदः—सम्प्रति विहीक इति द्वादश भेद व्याख्यानयन्नाह.

## [ मूलं ]

हिय मणवज्जं किरियं–चिंतामणिरयण दुल्लहं लहिउं ।
सम्मं समायरंतो–नय लज्जइ मुद्धहसिओ वि ॥ ७१ ॥

( टीका )

हितां पथ्यामिहलोकपरलोकयोरनवद्यामपापा क्रियां षडावश्यकजिनार्चाद्यनुष्ठानरूपा सम्यग् गुरूपदिष्टविधिना समाचरन् सम्यगासेवमानो न लज्जत इति संबधः—किंविशिष्टां क्रियामित्याह,—चिंतामणिरत्नमिव दुर्लभां दुरापां लब्ध्वाऽवाप्य मुग्धैरर्हद्हसितोपि, दत्तवत्.

---

આ રીતે સત્તર ભેદોમાં દાનાદિ ચતુર્વિધ ધર્મ પ્રવર્તનરૂપ અગ્યારમો ભેદ કહ્યો હવે વિહ્રીકરૂપ બારમો ભેદ વર્ણવે છે

### મૂળનો અર્થ

ચિંતામણિ રત્નના માફક દુર્લભ હિતકારી નિર્દોષ ક્રિયા પામીને તેને આચરતો થકો મુગ્ધ જનોના હસવાથી શરમાય નહિ. [ ૭૧ ]

### ટીકાનો અર્થ.

હિત એટલે આ ભવ તથા પરભવમા ફાયદો કરનાર અને અનવદ્ય એટલે નિષ્પાપ ષડાવશ્યક–જિન પૂજા વગેરે ક્રિયાને સમ્યક્ રીતે એટલે ગુરૂએ કહેલી વિધિથી સમાચરતો થકો એટલે બરોબર સેવતો થકો શરમાય નહિ, એ મૂળ વાત છે ક્રિયા કેવી, તે કહે છે—ચિંતામણિ રત્ન માફક દુર્લભ એટલે દુ ખે પમાય એવી છે, તેને લહીને એટલે પામીને મુગ્ધ–અજાણ લોકો વડે હસાય તોપણ ન શરમાય–દત્તની માફક

तत्कथा चेय

अत्थि पुरी विस्सउरी–जा सुंदेरिमगुणेण जलनिहिणा । सयर आलिंगिज्जइ–तरंगबाहाहिं दइयव्व ॥ १ ॥ अपियकरो अरीणं–तत्थ नरिंदो पियकरो नाम । तह बहुरिद्धिसमिद्धो–दत्तो राजत्तिओ वणिओ ॥ २ ॥ स कयावि कडुदिवे–पत्तो वहणेण पणियभरिएण । अज्जिणिय धणं बहु तत्थ–जाव चलिओ सपुरसमुहं ॥ ३ ॥

ता पडिकूलसमीरण-पणुल्लिय तस्स पवहणं भग्गं । फलहेण तरिय जलहिं कहमवि सो सगिहं मणुपत्तो ॥ ४ ॥ जलहिंमि गयं जलहिंमि—चेव किर लब्भइ त्ति चिंतेउ । घरसारं सव्वं खिविय—पवहणे सो पुणो चलिओ ॥ ५ ॥ भग्गं मभग्गवसेण—नियत्तमाणस्स तस्स पुण वहणं । देहसहाओ स गिहे–पत्तो दत्तो दुहक्कंतो ॥ ६ ॥ सो तहवि पुरिसयारं–न मुयइ ईहइ पुणो जलहिगमणं । किंतु न अप्पइ से कोवि-

દત્તની કથા આ છે

વિશ્વપુરી નામે નગરી હતી, તે એવી સુંદર હતી કે, તેને દયિતાની માફક તરંગ રૂપી બાહુઓથી દરિયો હમેશાં આલિંગન કરતો હતો (૧) ત્યાં દુશ્મનોનું અપ્રિય કરનાર પ્રિયકર નામે રાજા હતો તથા ત્યાં બહુ રિદ્ધિવાળો દત્ત નામે સાયાત્રિક (વહાણવટી) વાણિઓ હતો (૨) તે એક વેળા વહાણમાં માલ ભરીને કડુદ્રીપમાં આવ્યો, ત્યાં ઘણું ધન કમાવીને જેવો તે પોતાના નગર તરફ ચાલ્યો, તેવામાં પ્રતિકૂળ પવનના સપાટાથી તેનું વહાણ ભાગ્યું, ત્યારે તે પાટિયાવડે દરિયો તરીને જેમ તેમ કરી પોતાને ઘેર આવ્યો (૩-૪) દરિયામાં ગયું દરિયામાંથીજ પાછું મળે, એમ ચિંતવીને તે ફરીને ઘરમાં જે કંઈ હતું, તે વહાણમાં નાખીને રવાને થયો (૫) ફરીને તે પાછો વળ્યો ત્યારે, અભાગ્યના વશે તેનું વહાણ ભાગ્યું ત્યારે દુઃખી થઈને ફક્ત દેહ લઈને ઘરે આવ્યો (૬) તેમ છતાં તે પુરૂષાકારને નહિ છોડતાં ફરીને દરિયાની મુસાફરી કરવા ઇચ્છવા લાગ્યો,— પણ તે અતિ નબળો પડી ગએલ હોવાથી તેને કોઈએ મૂડી ધીરી નહિ [૭]

नीवि मइहीणाविहवु त्ति ॥ ७ ॥ ताहे दढ विमणो—अईव खिन्नो पणट्ठछुहनिद्दो । जाव झियाबइ दीणो—ता इय सरियं जणयवयण ॥ ८ ॥

तथाहि

जइ पुत्त कहवि विहवो-न हुज्ज तो निवड मज्झभागंमि । कट्ठ-समुग्गमि करडियाइ वरतरमइयाए ॥ ९ ॥ अतो मइचिय कओ—निरिक्खणिज्जो स्थ पट्टओ तुमए । ज किंचि तत्थ भणियं-न कहिंचि पयासणिज्जं तं ॥ १० ॥ केवल मिहु तक्कज्ज—अइनिउण मणेण णुट्ठियव्वं त । एव कयंमि एयंमि—ते सिरी पीवरा होही ॥ ११ ॥

इय सुमरिय पिउवयणो-केणावि अलक्खमाणओ संतो । एगंतमि विहाडीय समुग्गय लेइ तं पट्टं ॥ १२ ॥ लिहिय च तत्थ, दीवे—गोयमनामंमि रयण तिणचारी । सव्वत्थं अत्थि त किर-सुरहीवग्गो सुह चरइ ॥ १३ ॥ इह देसाओ गम्मइ सोमालकरीस भरियवहणेहिं ।

---

ત્યારે તે ભારે વિમન અને ખિન્ન થયો, તેથી તેની ભૂખ તથા ઉંઘ જતી રહી, તેથી દીન બની ધ્યાવતો હતો, તેવામા તેને બાપનુ વચન યાદ આવ્યુ [ ૮ ]

તે વચન આ રીતે હતુ કે,

હે પુત્ર ! જો કોઇ રીતે પણ તારા પાસે પૈસો ન હોય, તો મજબુત મધ્ય ભાગવાળી લાકડાના બનાવેલા નાના કરંડિયામા અંદર મે કરીને રાખેલો પટ્ટક [ લેખ ] તારે જોવો, અને જે કાંઇ તેમા લખેલુ છે, તે તારે ક્યાંઇ પણ પ્રકાશિત ન કરવુ—કિંતુ તેમા કહેલુ કામ બરોબર સાવધ મન રાખીને કરવુ એમ કર્યાથી તારે પુષ્કળ લક્ષ્મી થઇ પડશે [ ૯-૧૦-૧૧ ]

આ રીતે બાપનુ વચન યાદ આવતા તેણે કોઇ પણ ન દેખે તેમ, એકાતમા ડબલાને ઉઘાડી તેમાંથી તે પટ્ટ કહાડયો ( ૧૨ ) તેમા એમ લખેલ હતુ કે, ગૈતમ નામના દ્વીપમા સઘળે રત્નમય ઘાસચારી છે, અને તેને સુરભિ નામની ગાયો ચરે છે [ ૧૩ ]—માટે આ દેશથી સુવાળા છાણથી ભરેલા વહાણકે ત્યા જવુ, અને ત્યા તે

पत्तल तरुछायासु-तं खिप्पइ तत्थ तत्थ चहुं ॥ १४ ॥ दूरेण सय कीरइ-आवासो, ताउ तत्थ सुरहीओ । मज्झन्हे रयणीइवि-आगतु सुह उवविसंति ॥ १५ ॥ मुचंति भूरिछगण-त पिंडीकाउ खिविय पोएसु । आणिय सगिहे पिंडा-ते जालिज्जति जलणेण ॥ १६ ॥

तं किर रयणाइ वराइ-लब्भंते तत्थ पंचवन्नाइं । इय नायपट्टय-त्थो-एवं चित्ते विचिंतेइ ॥ १७ ॥ हियकारिणा परेणवि-न बुद्धिमंतेण भासिय चलइ । किंपुण अइसयवच्छल-मणेण निउणेण जणएण ॥ १८ ॥ इय निच्छिऊण दत्तो गहिल्लरूव करेवि कवडेण । अत्थि मह विउल बुद्धी-न धण ति भणेइ सयलपुरे ॥ १९ ॥ धण नासेण दत्तो—हहा वराओ गहिल्लओ जाओ । इय करूणारसिएण-सो आहूओ नरिंदेण ॥ २० ॥ पुट्ठो य वृत्त किमिणं-स भणइ बुद्धी महत्थि नय विहवो । तो निवव्रुत्तो दसइ-सिरिहरिओ तस्स विहवभर ॥ २१ ॥

---

ત્રણ પાદડાવાળા ઝાડની છાયામાં જૂદે જૂદે ઠેકાણે નાખી દેવુ ( ૧૪ ) બાદ પોતે જરા છેટે ક્ષુધાર્થ રહેવુ હવે તે સુરભિ ગાયો બપોરે તથા રાતે આવીને, ત્યા સુખે બેસશી [ ૧૫ ] તેઓ ઘણુ છાણુ મૂકશે તે એકઠુ કરી વહાણમા ભરી ઘરે લાવીને તેના પિંડ અગ્નિથી બાળવા [ ૧૬ ]

તેમા પાંચે રંગના સરસ રત્નો મળી આવશે—આ રીતે પટ્ટમાં લખેલ હતુ, તેનો અર્થ સમજીને દત્ત પોતાના મનમા આ રીતે વિચારવા લાગ્યો [ ૧૭ ] કોઈ પણ બુદ્ધિવાળો હિતેચ્છુ થઈ, કઈ કહે તો તે વાત ખરીજ હોય છે, તો પછી અતિશય વત્સલ અને હુશિયાર બાપનુ લખેલ કેમ જૂઠુ હોય ? ( ૧૮ ) એમ ચિતવીને તે કપટથી ઘેલો બનીને આખા નગરમા એમ બકવા લાગ્યો કે, મારી પાસે બુદ્ધિ ઘણી છે, પણ ધન નથી. ( ૧૯ ) ત્યારે ધનના નાશથી બિચારો દત્ત ગાંડો થઈ ગયો છે, એમ સાંભળીને કરૂણાએ ભરાઈને રાજાએ તેને બોલાવ્યો અને પૂછ્યુ કે, આ શો બનાવ છે ? ત્યારે તે બોલ્યો કે, મારે બુદ્ધિ છે, પણ ધન નથી ત્યા રાજાના હુકમથી ભંડારીએ તેને ધનનો ઢગ બતાવ્યો. [ ૨૦-૨૧ ]

दीणारलक्खस्स मेग- गिण्हइ मह इत्तिएण कज्जंति । तत्तो दत्तो चत्तो— झखेयव्वेण तक्काल ॥ २२ ॥ अह लहुगहिया गोयम दीवपहवियाणगा नरा तेण । सगहिया कम्मयरा- पाउणिया पोयसघाया ॥ २३ ॥ गिन्हइ जुन्नकरीस—स न लज्जइ खत्तवहणपमुहेहिं । धूलीधूसरदेहो -क- च्छोट्टयमित्तवत्थधरो ॥ २४ ॥ दत्तेण अहो गहिय-पणिय रुइर ति त हसति जणा । दारिद्दस्स विइन्नो—जलजली सपय इमिणा ॥ २५ ॥ अन्ने भणति भद -नरिंदसाहुस्स होउ एयस्स । जेणे रिसो विढत्तो -व- णिउत्तो पुन्नसपुन्नो ॥ २६ ॥

अवरे निंति गहिल्लो—एस वराओ परं निवोवि अहो । किंतु ग- हिल्लो ज अप्पए नियं नीवि मेयस्स ॥ २७ ॥ ता लुहिपहिं घिप्पइ—तह वारिज्जइ फुरतकरुणेहिं । तहवि पयट्टो पट्ठय—लिहियत्थं सो पसाहेउं ॥ २८ ॥ भरिय करीसेण पवहणाइ पत्तो स गोयमदीवे । पट्टयअत्थं

---

તેણે લાખ સોનામ્હોર લઇને કહ્યુ કે, બસ મારે આટલાનો ખપ છે, એટલે ભડારીએ તેટલુ ધન તેને આપી તત્કાળ તેને વિદાય કર્યો. ( ૨૨ ) હવે તેણે તુરતમાજ ગૌતમદ્વીપના રસ્તાના જાણનાર માણસો મેળવ્યા, ચાકરો રાખ્યા, તથા વહાણો તૈયાર કર્યા ( ૨૩ ) તે જુનુ છાણુ ખાતર એકઠુ કરવા લાગ્યો, અને ફકત કચ્છોટો પહેરીનેજ ધળથી ખરડાતો થકો પોતે ખાતર ઉપાડતા પણ શરમાયો નહિ ( ૨૪ ) લોકો હસવા લાગ્યા કે અહો ! દત્તે કેવો ઉચો માલ ખરીદ્યો છે ? હવે તો એનુ દારિદ્ર દૂરજ થવાનુ બીજા બોલવા લાગ્યા કે, ભલુ થાઓ પેલા ભલા રાજાનુ કે જેણે આવા પુણ્યશાળી વાણિયાને પૈસા ધીર્યા છે [ ૨૫-૨૬ ]

ત્રીજા બોલ્યા કે આ તો બિચારો ઘેલો છે, પણ અરે ! રાજા પણ ઘેલોજ લાગે છે કે, જે આવાને પોતાની મૂડી આપે છે [ ૨૭ ] આમ બોલીને લુચ્ચાઓ તેને પકડી અટકાવવા લાગ્યા, તથા કરૂણાવાળાઓ તેને વારવા લાગ્યા, તોપણ તે તો પટ્ટકમા લખેલી વાતને સાધવામાજ તત્પર રહેલો [ ૨૮ ] તે છાણથી વહાણો ભરીને ગૌતમદ્વી

अणुचिट्ठिऊग पडियागओ सपुरं ॥ २९ ॥ अह बहुगोमयपिंडय–भरिए पोए निएवि हसइ जणो । भडाओ पडिभड–साहु अहो आणिय इ-मिणा ॥ ३० ॥ सो नीओ निवपासे–उवहासपरेहिं सुंकवालेहिं । पुट्ठ रन्ना किं भड–माणिय सोवि पच्चाह ॥ ३१ ॥

देव बहुछगणपिंडा–त उस्सुक्कंपि हसिय भणइ निवो । गच्छगिह संगोवसु–भद्द पिण होसु सुहभागी ॥ ३२ ॥ सामिय महापसाउत्ति–प-भणिउ पणमित्तु च रायाण । पत्तो दत्तो सगिहे–ते सगोवइ छगणपिंडे ॥ ३३ ॥ अह ते विहिणा जालइ–पत्ताइ तेसु पवररयणाइ । जाय पुव्व-विव तस्स–मदिर लच्छि पडिहत्थ ॥ ३४ ॥ रयणेहिं भरिय थाल–पत्तो कइयावि सो निवसमीवे । कत्तो इमाई इय निवइ–पुच्छिओ कहइ नि-यवत्त ॥ ३५ ॥ एयस्स अहो बुद्धी–गभीरत्त अहो अहो पुन्न । इच्चाइ-बहुपयार–पससिओ रायपमुहेहिं ॥ ३६ ॥

પમા ગયો. લા પટ્ટકમા લખેલી વાત સિદ્ધ કરીને પોતાના નગરે આવ્યો. ( ૨૯ ) હવે ઘણાં છાણાંથી ભરેલા તેના વહાણો જોઇને લોકો હસવા લાગ્યા કે, એણે એક માલમાંથી બીજો માલ ઘણો સારો આણ્યો છે [ ૩૦ ] હવે તેને દાણ જગાત લેનારા રાજા પાસે લઇ ગયા ત્યારે રાજાએ પૂછ્યું કે તું શું માલ લાવ્યો છે ? ત્યારે તે બોલ્યો—( ૩૧ )

હે દેવ ! ઘણા છાણાં લાવ્યો છું. ત્યારે રાજા હસીને બોલ્યો કે, તને દાણ માફ છે, ઘેર જઇ આ માલ સાચવી રાખ કે સુખી થાય ( ૩૨ ) હે સ્વામિન્ ! મોટી મેહેરબાની, એમ બોલી રાજાને નમી દત્ત પોતાના ઘેર આવ્યો, અને છાણાં ઠેકાણે પાડવા લગ્યો [ ૩૩ ] બાદ તે વિધિપૂર્વક તેણે બાળ્યા એટલે તેમાથી તેને ઉત્તમ રત્નો મળ્યાં, એથી તેનું ઘર પ્રથમની માફક લક્ષ્મી પરિપૂર્ણ થઇ રહ્યું [ ૩૪ ] હવે તે કોઇ વેળા રત્નોથી થાળ ભરીને રાજા પાસે ગયો રાજાએ પૂછ્યું કે ક્યાથી આ મેળવ્યા ? ત્યારે તેણે પોતાની વાત કરી ( ૩૫ ) ત્યારે રાજા વગરાએ કહ્યું કે, જુઓ આની બુદ્ધિ, ગાંભીર્ય અને પુણ્ય આ વગેરે બહુ પ્રકારે પ્રશંસા કરી [ ૩૬ ]

फइयावि सुजसगणहर–पासे सुणिउ जिणिंदवरधम्म । पत्ते दाउ नियधण–गहियवओ सुगइ मणुपत्तो ॥ ३७ ॥ इय एसो दिट्ठंतो–कहिओ इहलोयकज्जसिद्धीए । एवंचिय नायव्वो—परलोइयकज्जसिद्धीए ॥ ३८ ॥

इत्थ विमुग्धहसितेष्ववधीरणाकृ—
द्दत्तो बभूव भवनं विभवोच्चयस्य ।
तत्सत्क्रियां विदधतो निरवद्यरूपा
मातान्यजीगणत भव्यजनाः कदाचित् ॥ ३९ ॥

## ॥ इति दत्तकथा ॥

( छ )

इत्युक्तः सप्तदशसु भेदेषु विहीक इति द्वादशो भेदः—इदानीमरक्तद्विष्ट इति त्रयोदशभेदं व्याचिख्यासुर्गाथामाह—

---

પછી તે ક્યારેક સુયશ ગણધરની પાસે જિનધર્મ સાંભળીને પોતાનું ધન સુમાર્ગે વાપરી વ્રત લઇ સુગતિ પામ્યો ( ૩૭ ) આ રીતે ઐહલૌકિક કામની સિદ્ધિ માટે આ દૃષ્ટાંત કહ્યો, એજ રીતે પરલોકના કામની સિદ્ધિ માટે પણ જાણી લેવો [ ૩૮ ] આ રીતે મુગ્ધજનોના હસવાપર અવધીરણા કરનાર દત્ત પૂર્ણ લક્ષ્મી પામ્યો, માટે નિર્દોષ ધર્મક્રિયા કરતા હે ભવ્યજનો ! તમે કદાપિ મુગ્ધોના હસવાને ગણકારોમા ( ૩૯ )

**આ રીતે દત્તની કથા છે.**

આ રીતે સત્તર ભેદોમાં વિહીકરૂપ બારમો ભેદ કહ્યો, હવે અરક્તદ્વિષ્ટરૂપ તેરમા ભેદની વ્યાખ્યા કરવા ગાથા કહે છે—

अशुचिदिट्ठिऊण पडियागओ सपुर ॥ २९ ॥ अह बहुगोमयपिंडय-भरिए पोए निएवि हसइ जणो । भडाओ पडिभड-साहु अहो आणिय इ-मिणा ॥ ३० ॥ सो नीओ निवपासे-ज्वहासपरेहिं सुकवालेहिं । पुट्ठ रन्ना किं भद्द-माणिय सोवि पच्चाह ॥ ३१ ॥

देव बहुछगणपिंडा-त्त उरक्षुरुत्ति हसिय भणइ निवो । गच्छगिहं सँगोनसु-भद्द मिण होसु सुहभागी ! ॥ ३२ ॥ सामिय महापसाउत्ति-प भणिउ पणमिज्ज च रायाण । पत्तो दत्तो सगिहे-ते सगोवइ छगणपिंडे ॥ ३३ ॥ अह ते विहिणा जालइ-पत्ताइ तेसु पवररयणाई । जाय पुव्व-पिव तस्स-मंदिर लच्छि पडिहत्थ ॥ ३४ ॥ रयणेहिं भरिय थाल-पत्तो कइयावि सो निवसमीवे । कत्तो इमाइं इय निवइ-पुच्छिओ कहइ नि-यवत्त ॥ ३५ ॥ एयस्स अहो बुद्धी-गभीरत्त अहो अहो पुन । इच्चाइ-बहुपयार-पससिओ रायपमुहेहिं ॥ ३६ ॥

---

પમા અયો ત્યા પટ્ટકમા લખેની વાત સિદ્ધ કરીને પોતાના નગરે આવ્યો ( ૨૮ ) હવે ઘણાં છાણાંથી ભરેના તેના વહાણો જોઇને લોકો હસવા લાગ્યા કે એણે એક માલમાથી બીજો માલ ઘણો સારો આણ્યો છે [ ૩૦ ] હવે તેને દાણ જગાત લેનારા રાજા પાસે લઇ ગયા ત્યારે રાજાએ પૂછ્યુ કે, તું શુ માલ લા યો છે ? ત્યારે તે બોલ્યો— ( ૩૧ )

હે દેવ ! ઘણા છાણાં લાવ્યો છુ. ત્યારે રાજા હસીને બોલ્યો કે, તને દાણ માફ છે, ઘેર જઇ આ આન સાચવી રાખ કે, સુખી થાય ( ૩૨ ) હે સ્વામિન્ ! મોટી મેહેરબાની એમ બોલી રાજાને નમી દત્ત પોતાના ઘેર આવ્યો, અને છાણા ઠેકાણે પાડવા લગ્યો [ ૩૩ ] બાદ તે વિધિપૂર્વક તેણે બાળ્યા એટલે તેમાથી તેને ઉત્તમ રત્નો મળ્યાં, એથી તેનું ઘર પ્રથમની માફક લક્ષ્મી પરિપૂર્ણ થઇ રહ્યુ [ ૩૪ ] હવે તે કોઇ વેળા રત્નોથી થાળ ભરીને રાજા પાસે ગયો રાજાએ પૂછ્યુ કે, કયાથી આ મેળવ્યા ? ત્યારે તેણે પોતાની વાત કરી ( ૩૫ ) ત્યારે રાજા વગરાએ કહ્યુ કે, જુઓ આની બુદ્ધિ, ગામ્ભીર્ય, અને પુણ્ય આ વગેરે બહુ પ્રકારે પ્રશસા કરી [ ૩૬ ]

तथा दुर्विनीतपरिजनादावपि न विद्वेषं विदध्यात्, दपितु बहिर्द्दिष्टैर्यैवेति.

ताराचंद्रनरेंद्रकथा पुनरेवं.

अत्थि पुरी सावत्थी–नेवत्थि इहं पुरी मम सरित्था । जिणगिहठियधयचलण–च्छलेण इय कहइ जा निच्च ॥ १ ॥ तत्थय पणमिरनरवर वरग्यण पहापहासिकमकमलो । आइवराहो नामेण पत्थिवो अत्थि सुपसिद्धो ॥ २ ॥

ताराचंदो तस्सासि–नंदणो नदणो गुणतरूण । वररायलक्खणधरो रूवेण विजियरइनाहो ॥ ३ ॥ सो बालकालओविहु- पव्वज्जागहणबद्धपरिणामो । हयगयधणसयणाइसु–चिट्ठइ पडिबंधपडिमुक्को ॥ ४ ॥ न कुणइ जलाइ केलिं–नय दूमइ कंपि फरुसभासाए । न हसइ नचेव विलवइ–नय बाहइ पवरकरितुरगे ॥ ५ ॥ सहपंसुकीलिएहिवि -मित्तेहि

---

વળી દુર્વિનીત ચાકર વગેરે ઉપર પણ અંતરથી વિદ્વેષ ન રાખવો, કિંતુ બાહેરથીજ ગુસ્સો બતાવવો

તારાચંદ્ર રાજાની કથા આ રીતે છે

શ્રાવસ્તી નામે નગરી હતી તે જિન મન્દિરપર રહેલી ધજા ફરકાવવાના મિષે કરી નિત્ય જાણે એમ કહેતી હતી કે, અહીં મારા જેવી કોઈ નગરીજ નથી ( ૧ ) ત્યાં નમતા મોટા માણસોના રત્નોની પ્રભાથી પ્રભાસિત થતા ચરણકમળવાળો આદિવરાહ નામે સુપ્રસિદ્ધ રાજા હતો [ ૨ ]

તેનો તારાચંદ્ર નામે નંદન હતો તે ગુણ રૂપ તરૂઓનો નંદન વન સમાન, ઉત્તમ રાજ લક્ષણોને ધારણ કરનાર, અને રૂપે કરી કામદેવને જીતનાર હતો ( ૩ ) તે બાલ્યપણાથીજ દીક્ષાના લેવાના પરિણામવાળો ઘોડા હાથી ધન સ્વજન વગેરેમાં પ્રતિબંધ રહિત રહેતો [ ૪ ] તે જળ ક્રીડા વગેરેથી દૂર રહેતો, કોઈને કઠોર વચન નહિ કહેતો, હસતો નહિ, વિલાપ નહિ કરતો, અને હાથી ઘોડાપર ચડતો પણ નહિ ( ૫ ) ધૂળમાં

# ( मूलं )

देहट्ठिईनिबंधण-धणसयणाहारगेहमाईसु ।
निवसइ अरत्तदुट्ठो—संसारगएसु भावेसु ॥ ७२ ॥

टीका.

देहस्थितिनिबंधनानि शरीरोपष्टंभकारणानि धनस्वजनाहारगेहानि सुप्रतीतानि आदिशब्दात् क्षेत्रकलत्रवस्त्रशस्त्रयानवाहनादीनां भावानां तेषु निवसति तिष्ठति-गृही इति गम्यते-अरक्तद्विष्ट इवारक्तद्विष्टः संसारगतेषु भवभाविषु भावेषु पदार्थेषु इयमत्र भावना—शरीरनिर्वाहकारणेष्वपि वस्तुषु ताराचंद्रनरेंद्रवत् मंदादरो भवति भावश्रावकः, भावयति चैव—

नय अत्थि कोइ सयणो—न सरीरं नेव तावउवभोगा,
जीवो अन्नभवगई—गच्छइ सव्वंपि मुत्तूण.

## મૂળનો અર્થ

શરીરની સ્થિતિના કારણ ધન, સ્વજન, આહાર, ઘર વિગેરે સાંસારિક પદાર્થોમાં પણ અરક્ત દ્વિષ્ટ થઇને રહે (૭૨)

## ટીકાનો અર્થ.

દેહ સ્થિતિ નિબંધન એટલે શરીરને મદદગાર ધન, સ્વજન આહાર ઘર અને આદિ શબ્દથી ક્ષેત્ર, કલત્ર, વસ્ત્ર, શસ્ત્ર યાન, વાહન વગેરે સંસારગત ભાવ એટલે પદાર્થોમાં ગૃહસ્થ અરક્ત દ્વિષ્ટની માફક થઇને રહે મતલબ કે શરીરનો નિર્વાહ કરનાર વસ્તુઓમાં પણ તારાચંદ્ર રાજા માફક ભાવ શ્રાવક મંદ આદરવાળો થાય અને આ રીતે વિચાર કરે કે—

કોઇ સગું, શરીર કે ઉપભોગ સાથે આવનાર નથી, જીવ સઘળું છોડીને પરભવમાં જાય છે

तथा दुर्विनीतपरिजनादावपि न विद्वेषं विदध्या, दपितु बहिर्ष्टि-दर्शयेति.

ताराचंद्रनरेंद्रकथा पुनरेवं.

अत्थि पुरी सावत्थी—नेवत्थि इहं पुरी मम सरित्था । जिणगिहठियधयचलण—च्छलेण इय कहइ जा निच्च ॥ १ ॥ तत्थय पणमिरनरवर वररयण पहापहासिकमकमलो । आइवराहो नामेण पत्थिवो अत्थि सुपसिद्धो ॥ २ ॥

ताराचंदो तस्सासि—नंदणो नंदणो गुणतरूण । वररायलक्खणधरो रुवेण विजिनरइनाहो ॥ ३ ॥ सो बालकालओविहु- पव्वज्जागहणबद्धपरिणामो । हयगयधणसयणाईसु—चिट्ठइ पडिबंधपडिमुक्को ॥ ४ ॥ न कुणइ जलाइ केलि—नय दूमइ कंपि फरुसभासाए । न हसइ नचेव विलवइ—नय वाहइ पवरकरितुरगे ॥ ५ ॥ सहपंसुकीलिएहिवि -मित्तेहि

વળી દુર્વિનીત ચાકર વગેરે ઉપર પણ અંતરથી વિદ્વેષ ન રાખવો, કિંતુ બાહેરથીજ ગુસ્સો બતાવવો.

તારાચંદ્ર રાજાની કથા આ રીતે છે

શ્રાવસ્તી નામે નગરી હતી તે જિન મંદિરપર રહેલી ધજા ફરકાવવાના મિષે કરી નિત્ય જાણે એમ કહેતી હતી કે, ઇહાં મારા જેવી કોઇ નગરીજ નથી (૧) ત્યાં નમતા મોટા માણુસોના રત્નોની પ્રભાથી પ્રભાસિત થતા ચરણકમળવાળો આદિવરાહ નામે સુપ્રસિદ્ધ રાજા હતો [ ૨ ]

તેનો તારાચંદ્ર નામે નંદન હતો તે ગુણ રૂપ તરૂઓનો નંદન વન સમાન, ઉત્તમ રાજ લક્ષણોને ધારણ કરનાર અને રૂપે કરી કામદેવને જીતનાર હતો ( ૩ ) તે બાલ્યપણાથીજ દીક્ષાના લેવાના પરિણામવાળો હોઇ ઘોડા હાથી ધન સ્વજન વગેરેમાં પ્રતિબંધ રહિત રહેતો [ ૪ ] તે જળ ક્રીડા વગેરેથી દૂર રહેતો, કોઇને કઠોર વચન નહિ કહેતો, હસતો નહિ, વિલાપ નહિ કરતો, અને હાથી ઘોડાપર ચડતો પણ નહિ ( ૫ ) ધુળમાં

सभ रमेइ न कयावि । मल्लालंकारविलेवणाइ ववहारओ कुणइ ॥ ६ ॥ अइसयविसयविरत्तं-कयावि कुमर निएवि नरनाहो । तम्मणवामोहकए-जावरायपए तय ठवइ ॥ ७ ॥

नियपुत्तरज्ज विग्ध-चिंततीए सवत्ति जणणीए । हुणणत्थ तस्स रहे-भक्खजुय कम्मणं दिन्न ॥ ८ ॥ तो तस्स जाय घम्मं-विहुर मसार दुगुछणिज्ज च । तयणु घणसोगभरिओ-कुमरो इय चिंतए चित्ते ॥ ९ ॥ रोगभरविहुरियाण-अधणाण सयण परिभव इयाण । जुज्जइ मरण देसतरे व गमण सुपुरिसाण ॥ १० ॥ ता मह खणपि न खम-विणट्ठदेहस्स निवसिउ इत्थ । निच्च दुज्जणकरअगुलीहिं दसिज्ज-माणस्स ॥ ११ ॥ इय चिंतिऊण सणिय-अवगणिउ परियण स रयणीए । नीहरिउ गेहाओ-पुव्वदिसाभिमुहमुह चलिओ ॥ १२ ॥

मदु व्व मदमद-सो गच्छंतो कमेण विमणमणो । सम्मेयगिरि

---

સાથે રમનાર મિત્રો સાથે પણ તે કદાપિ નહિ રમતો, અને આભૂષણ વિલેપન વગેરે ફક્ત વ્યવહારથીજ કરતો ( ૬ ) આ રીતે અતિશય વિષય વિરક્ત થએલા કુમારને જોઇને તેનુ મન ફેરવવા માટે રાજાએ તેને યુવરાજ પદમા સ્થાપ્યો [ ૭ ]

હવે તેની સાવકી માએ પોતાના પુત્રને રાજ્ય મળવામા વિઘ્નભૂત ગણીને તેને મારવા માટે ગુપચુપ રસોઇમાં કામણ કરી દીધા ( ૮ ) ત્યારે તેનુ શરીર વિધુર, અસાર અને દુગુછનીય થઇ પડ્યુ ત્યારે ઘણો શોકાતુર થઇને કુમાર મનમા ચિંતવવા લાગ્યો કે, સત્પુરૂષો રોગગ્રસ્ત થાય, ધનહીન થાય કે, સગાવહાલાથી પરિભવ પામે ત્યારે તેમને મરવુ જોઇએ, અથવા તો દેશાતરે ચાલી જવુ જોઇએ. [ ૯-૧૦ ] માટે નિત્ય દુર્જન જનોના હાથની આગળીઓથી દેખાડવામા આવતા બગડેલા શરીરવાળા મુજને પણ અહીં ક્ષણવાર રહેવુ ઉચિત નથી, એમ વિચારીને પરિજનને પડતા મેલી રાત્રે ધીમે રહીને ઘરથી નીકળી, તે પૂર્વ દિશા તરફ ચાલતો થયો [ ૧૧-૧૨ ]

તે માંદાની માફક ધીમે ધીમે ચાલતો, અનુક્રમે સમેત શિખરની પાસેના એક-

समीवे–पत्तो एगमि नयरंमि ॥ १३ ॥ गयणग्गलग्ग अइचग–सिंगप ब्भार रुद्ध दिसिपसरं । तत्तो समेयगिरिं–सणियं सणिय स आरूढो ॥ १४ ॥ विहियकर चरणसुद्धी–सरसाओ गहिय सग्गसरसिरुहे । अजियाइ जिणिंदे पूइऊण भत्तीइ इय थुणइ ॥ १५ ॥

जय अजियनाह अइसयसणाह—
जय संभव समियभवग्गिदाह ।
अभिनंदण नंदियभवियनियर—
मह सुमइ सुमइजिणेस वियर ॥ १६ ॥
जय पहु पउमप्पह अरुणकंति—
जय देव सुपास पयासकित्ति ।
चंदप्पह चंद सुकंत दंत—
देवाहिदेव जय पुप्फदंत ॥ १७ ॥
जय सीयल सीलिय सुद्धचरण—
सिज्जंस सुरासुर पणयचरण ।

---

નગરમાં આવ્યો (૧૩) પછી તે આકાશની રોચે પૂગેના અતિ સુંદર ટુંકોના વિસ્તા રથી ચારે દિશાઓમાં ફેનાયેના સમેત શિખર પર્વતપર ધીમે ધીમે ચડયો [૧૪] ત્યા તે હાથ પગ ધોઇ તળાવમાથી સારા કમળ લઇને અજિતનાથ વગેરે ભગવાનોને પૂજીને ભક્તિપૂર્વક તેમની આ રીતે સ્તુતિ કરવા લાગ્યો (૧૫) અતિશય રક્ષણ કર્તા હે અજિતનાથ ! તુ જયવાન્ થા વળી ભવરૂપ અગ્નિના દાહને શમાવનાર હે સભવનાથ ! તુ જયવાન્ થા તથા ભવ્યોના સમૂહને આનદિત કરનાર હે અભિનદન ! તુ જયવાન્ થા અને હે સુમતિ જિનેશ્વર ! મને તુ સુમતિ આપ. (૧૬) રાતી કાંતિવાળા હે પદ્મપ્રભ પ્રભુ ! તુ જયવાન્ થા પ્રકાશિત કીર્તિવાળા હે સુપાર્શ્વ દેવ ! તુ જયવાન્ થા ચદ્રના માફક સારા દાતથી મનોહર લાગતા હે ચદ્રપ્રભ ! તુ જયવાન્ થા, તથા હે પુષ્પદત ! દેવાધિ દેવ ! તુ જયવાન્ થા (૧૭) શુદ્ધ ચારિત્રને પાળનાર હે શીતળનાથ ! સુરાસુરોએ

जय विमल विहियवच्छरियदाण—
जय देव अणत अणतनाण ॥ १८ ॥

जय धम्म पयासिय सुद्धधम्म—
सिरिसाति विहिय जय सतिकम्म ।
जय कुथु पमथिय मोहमल्ल—
अरनाह पणासियसयल सल्ल ॥ १९ ॥

जय मल्लि मलिय रागारिवार—
मुणिसुव्वय सुव्वयधरणसार ।
जय जय नमि नमिय सुरिंदवग्ग—
सिरिपास पयासिय मुक्खमग्ग ॥ २० ॥

इय थुणिय जिणेसर नमिरसुरेसर भत्तिभरनिब्भरमणिण । तुट्ठउ निचनदणु बहुपुलइयतणु जा पिच्छइ दसदिसि खणिण ॥ २१ ॥ ता ससहरकरसुदर-पसरत महतकतिदिप्पत । ईसिं ओणमियतणु-चरणभरेण व अक्कत ॥ २२ ॥ हिट्ठा मुहलबिय सुप्पलब करनह मऊह रज्जूहिं ।

---

નમેના ચરણવાળા હે શ્રેયાંસનાથ! સવછરી દાન દેનાર હે વિમળનાથ! અનતજ્ઞાનવાન્ હે અનત દેવ! તમે જયવાન્ થાઓ [ ૧૮ ]

શુદ્ધ ધર્મનો પ્રકાશ કરનાર હે ધર્મનાથ! જગતને શાંતિ કરનાર હે શાન્તિનાથ! મોહરૂપ મલ્લને હરાવનાર હે કુથુનાથ! સકળ શલ્યનો નાશ કરનાર હે અરનાથ! રાગાદિક દુશ્મનોને મોડનાર હે મલ્લિનાથ! સારા વ્રતોને ધરનાર હે મુનિસુવ્રત! સુરેદ્રોને નમાવનાર હે નમિનાથ! અને મોક્ષ માર્ગને બતાવનાર હે પાર્શ્વનાથ! તમે જયવાન્ રહો (૧૯-૨૦) આ રીતે સુરેદ્રોએ નમેલા જિનેશ્વરોને ભક્તિના ભરથી નિભર થએના મનવડે સ્તવી કરીને બહુ પુલકિત શરીરવાળો બની હર્ષિત થઇ દશે દિશા તરફ જોવા લાગ્યો, એટલામા તરત તેને આ પ્રમાણે દેખાયુ [ ૨૧ ] ચદ્ર માફક સુદર પસરતી કાંતિથી દીપતા જરાક નમેલા શરીરવાળા, પગના ભારથી જાણે જમીનને દાબતા, નીચા મુખે લબાવેલ લાંબા

नरयावड निवडियजतु-जाय मागरिसवत व ॥ २३ ॥

कणयाचलनिच्चल चलण-अंगुली विमलपह नहमिसेण । फुड पयडनपि व खंति-पमुह दसविह समण धम्म ॥ २४ ॥ गिरिकंदरगय मुस्सग्ग संदिय सो निएवि मुणिमेग । परमप्पमोय कलिओ-पत्तो मुणि-वरसमीवमि ॥ २५ ॥ तो लद्धिनीर निहिणो-जियसुरतरुकामधेणुमाहप्प । मुणिणो से पयजुयल-सिरसा तुट्ठो परामुसइ ॥ २६ ॥ अह मुणिमाहप्पेणं-तक्काल चिय पणट्ठ विव रोगो । ताराचंदो जाओ-अब्भहिय-सुरुवरूवधरो ॥ २७ ॥ तं मुणिणो माहप्पं-जा चिट्ठइ दट्ठु विम्हिओ कुमरो । ता विज्जाहरजुयलं गयणयलाओ समोसरिय ॥ २८ ॥

हरिसवसवियसियच्छ-पणमिय चलणुप्पल च मे मुणिणो । अग-णियगुणगण ममल-थोउ निसन्न महीवीढे ॥ २९ ॥ कुमरेण तओ भणिय-कत्तो तुम्हाण इह समागमण । केणय कज्जेण तओ-वुत्त

હાથના નખના કિરણરૂપ રજ્જુઓવડે નરકરૂપ કુવામા પડેલા જતુઓને ખેચતા (૨૨-૨૩)

વળી કનકાચળ (મેરૂ)ની માફક નિશ્ચળ ચરણોની આંગળીઓના નિર્મળ પ્રભાવાળા નખના મિષે કરીને ક્ષાતિ પ્રમુખ દશવિધ યતિ ધર્મને જાણે પ્રગટ કરતા ન હોય એવા, પવનની ગુફામા કાયોત્સર્ગે ઉભા રહેલા એક મુનિ તેના જોવામા આવ્યા, તેથી તે ભારે પ્રમોદથી તે મુનિવરોના પાસે ગયો [ ૨૪-૨૫ ] ત્યારે તે લબ્ધિના સાગર સમાન તે મુનિના કલ્પવૃક્ષ અને કામધેનુના માહાત્મ્યને જીતનાર બે ચરણોમા હર્ષિત થઇ તેણે પોતાનુ મસ્તક નમાવ્યુ (૨૬) હવે તે મુનિના માહાત્મ્યથી તે તત્કાળ રોગ રહિત થઇ પૂર્વ કરતા અધિક રૂપવાન્ થયો થકો વિસ્મિત થઇ મુનિનુ માહાત્મ્ય જોતો ઉભો રહ્યો, એટલામાં ત્યા વિદ્યાધરનુ જોડુ આકાશથી ઉતર્યું [ ૨૭-૨૮ ]

તે તે મુનિના ચરણકમળને હર્ષના વશે વિકસિત આંખો રાખીને નમી કરી, નિર્મળ અનેક ગુણો સ્તવીને પૃથ્વી પીઠે બેઠું (૨૯) ત્યારે કુમારે પૂછ્યુ કે, તમે ઇહા કયાથી અને શા કામે આવ્યા છો ? ત્યારે વિદ્યાધર આ, રીતે બોલ્યો (૩૦) વૈતાઢ્ય

विज्जाहरेण इम ॥ ३० ॥ वेयड्ढ गिरिवराओ मुणि मेयं नतु वय मिह पत्ता । कुमरेणु त्त को एस-मुणिवरों आह इय खयरो ॥ ३१ ॥ आसी इह वेयड्ढे-राया वरखयरविसरनमियकमो । घणवाहणु त्ति नामेण-नामियासेसरिउचक्को ॥ ३२ ॥ अन्नदिणे जमणमरण-रोगकारणय भीमभवभीओ । सुचिरप्पदढमोह-वल्लि मुल्लूरिय खणेण ॥ ३३ ॥

जरचीवर व चइउं-रज्जं सज्जो गेहेवि पवज्ज । अणवरय मासखमणे करेइ सो एस मुणिवसहो ॥ ३४ ॥ इय पभणिय ते खयरा-मुणिं च नमिउ गया सठाणमि । हरिसियहियओ कुमरो-भत्तीए इय मुणिं थुणइ ॥ ३५ ॥ जय जय मुणिंद खयरिंद-विंदवंदियपयारविंद जुग । भवदुहदुयवहसतत्त-सत्तपीऊसवरिससम ॥ ३६ ॥ निज्जियतिहुयणजणमयण-सुहडभडवायभजणपवीर । अइउग्ग रोगभरसप्प-दप्पनिट्ठवण वर गरुड ॥ ३७ ॥ एव थुणिय मुणिंदं-जा किंचिवि विन्नविस्सए

---

पर्वतथी अमे आ मुनिवरने नमवा आव्या छीए कुमारे पुछ्यु के, आ मुनिवर कोण छे ? विद्याधर बोल्यो के—आ वैताढ्यमा मोटा विद्याधरोथी नमातो, अने सघळा दुश्मनोने नमावनार धनवाहन नामे राजा हतो [ ३१–३२ ] ते राजा एक वेळा जन्म मरण अने रोगना कारणरूप आ भयकर भवथी बी करीने लाबा वखतथी उगेली मोहनी वेलडीने क्षणवारमा उखेडी ( ३३ )

ते जुना वस्त्रनी माफक राज्यने छोडीने सज्ज थइ, दिक्षा लइ निरतर मास खमणे करता आ मुनिवर छे ( ३४ ) एम कहीने ते विद्याधरो मुनिने नमीने स्वस्थाने गया बाद हर्षित हृदयथी कुमार भक्तिपूर्वक ते मुनिने आ रीते स्तववा लाग्यो (३५) विद्याधरोना वृदथी वदित चरण कमळवाळा भव दु खरूप अग्निथी सतप्त थएला जीवोना उपर अमृतना वरसाद वरसावनार, त्रण जगतने जीतनार, कामरूप सुभटना भड वादने भागवामा शूरा, अने अति उग्र रोगरूप सर्पनो गर्व उतारवामा गरुड समान हे मुनींद्र ! तु जयवान रहे ( ३६–३७ ) एम मुनिंद्रने स्तवीने ज्यां ते कइक विनवशे

कुमरो। ता उस्सग्गं पारेवि–मुणिवरो गयण मुप्पइओ ॥ ३८ ॥

तो विम्हइओ कुमरो–नमियं जिणे गिरिवराउ ओयरिओ। ग-च्छंतो य कमेण–रयणउर नयर मणुपत्तो ॥ ३९ ॥ तत्थय चिरकाल-परूढ–गाढपणएण बालमित्तेण। कुरुचंदेण स दिट्ठो–झडित्ति तह पच्च-भिन्नाओ ॥ ४० ॥ आलिंगिऊण गाढं–ससभयं पुच्छिओ इमो तेण। अच्छरिय मिण कत्तो–वयस तुह इत्थ आगमण ? ॥ ४१ ॥ कत्थव इत्तियकाल–सावत्थीओ विणिक्खमित्ताण। भमिओसि कहव सपइ पुण अवगो तुम जाओ ? ॥ ४२ ॥ ताराचंदेण तओ–सावत्थीनिग्गमाउ आरब्भ। तप्पुरओ परिकहिओ–सव्वोविहु निययवुत्तंतो ॥ ४३ ॥

कुमरेणवि तो पुट्ठ–कहेसु कुरुचद मित्त नियवत्त। किं इत्थ तु-हागमण–गमण च पुणो कहिं होही ॥ ४४ ॥ कह वा ताओ नि-वसइ–अवि कुसलं सयलरायचक्कस्स। सावत्थी सुत्था सा–सगाम-

---

તૈયાર થયો, તેટલામા કાઉસગ્ગ પારી તે મુનિવર આકાશ માર્ગે ઉડી ગયા [ ૩૮ ]

ત્યારે વિસ્મિત થએલો કુમાર જિનોને નમી પર્વતથી ઉતર્યો તે ચાલતો ચાલતો ક્રમે કરી રત્નપુર નગરમા આવ્યો ( ૩૯ ) ત્યા તેના ચિરકાળથી જામેલી મજબુત પ્રીતિવાળા કુરૂચદ નામના બાળમિત્રે તેને જોયો, અને ઝટ ઓળખ્યો, તેથી મજબુત ભેટીને તેણે ઉતાવળમાંજ તેને પૂછ્યુ કે, હે મિત્ર ! તારૂં અહીં આવવુ શાથી થયુ ? તે આશ્ચર્ય છે વળી સાવત્થીથી નીકળીને આટલો વખત તુ કયા ભમ્યો છે ? અને વળી હમણાં તું સુ-દર શરીરવાળો કેમ થઇ ગયો છે ? ( ૪૦–૪૧–૪૨ ) ત્યારે તારાચદ્રે સાવત્થીથી નીકળ-વાથી માંડીને સઘળો પોતાનો વૃત્તાત તેના આગળ કહી બતાવ્યો ( ૪૩ )

પછી કુમારે પણ તેને પૂછ્યુ કે, હે કુરૂચદ મિત્ર ! હવે તારો વૃત્તાત કહે કે, શામાટે અહા તું આવેલો છે ? અને અહીંથી તુ કયા જઇશ ? [ ૪૪ ] પિતાજી કેમ છે ? સકળ રાજચક્ર ખુશીમા છે ? સાવત્થી તથા ગામ, પુર, અને દેશ બરોબર શાતિમા છે ?

पुरजणवया घणिय ? ॥'४५ ॥ कुरुचदेण भणिय–रायाएसेण इत्थ रयणपुरे । अह मागओ म्हि सपइ–सावत्थीए गमिस्सामि ॥ ४६ ॥ कुसल च रायचक्कस्स–तहय नयरीइ जणवयजुयाए । तुह दुमºविरह–दुहिय–इक्क मुत्तु नवरि निवइ ॥ ४७ ॥ जप्पभिइ त न दिट्ठो–तप्पभिइ निवेण पेसिया पुरिसा । तुज्झ पउत्तिनिमित्त—सव्वत्थ मचेव त लद्धो ॥ ४८ ॥

तो रयणपुरागमण—जाय मे बहुफल महाभाग । ज लद्धो तुम मिण्हि—पुण्णेहि अतक्कियागमणो ॥ ४९ ॥ तो पसिय लहु नरवर—नदण नियदसणामयरसेण । निव्वावसु पिउहियय—दुस्सहविरहदवतव-तविय ॥ ५० ॥ इय सप्पणय मित्तेण पत्थिओ निवसुओ सम तेण । पिउकारियहट्टसोह—सावत्थि नयरि मणुपत्तो ॥ ५१ ॥ पणओ य जण-यचलणे—समयमि निवेण पुच्छिओ कुमरो । मूला आरब्भ निय—वुत्तत जाव साहेइ ॥ ५२ ॥ ता विजयसेणसूरी—समोसढो तत्थ भूरि-

( ४५ ) કુરૂચંદ્ર બોલ્યો કે રાજાના હુકમથી આ રત્નપુરમાં હું આવ્યો છું અને હવે સાવત્થીમાં જઈશ [ ४६ ] રાજાચક્ર ખુશીમાં છે, તેમજ દેશ સહિત નગરી પણ શાન્તિમાં છે, શિવાય એક રાજા તારા દુસહ વિરહથી દુખિત છે [ ४७ ] જ્યારથી તું ગુમ થયો, ત્યારથીજ રાજાએ તારી ખબર મેળવવા સઘળા સ્થળે માણસો મોકલ્યા પણ તારો પત્તો ન લાગ્યો ( ४८ ) માટે હે મહાભાગ ! હું રત્નપુર આવ્યો, તે બહુ સારૂં થયું કે જેથી તું ઓચિંતો મને અહીં દૈવયોગે મળી ગયો [ ४९ ] માટે મેહેરબાની કરીને હે નરવર નંદન ! તા । દર્શનરૂપ અમૃત રસથી ભારે વિરહરૂપ દાવાનળથી બળતા તારા બાપના હૃદયને શાંત કર [ ५० ] આ રીતે પ્રીતિપૂર્વક મિત્રે પ્રાર્થ્યો થકો તે તેના સાથે રસ્તે થઈ પિતાએ શણગારાવેલા હાટોની શોભાવાળી સાવત્થીમાં આવી પહોચ્યો ( ५१ ) તે બાપના પગે પડ્યો બાદ અવસરે રાજાએ પૂછતાં કુમાર મૂળથી માંડીને પોતાનો વૃત્તાંત કહેવા લાગ્યો, તેટલામાં ત્યાં મોટા પરિવાર સાથે વિજયસેનસૂરિ સમોસર્યા

परिवारो । तव्वंदणवडियाए—कुमारजुत्तो निवो पत्तो ॥ ५३ ॥

नमिय मुणिंद उचिय ट्ठाणासीणे निवंमि कहइ गुरू । मथिज्ज-माणजलनिहि—उद्दामसरेण धम्मकह ॥ ५४ ॥ इह जरजमणसलिल—बहुमच्छरमच्छकच्छभाइन्न । उल्लसिरकोववडवा—हुयवहजालोलि दुप्पि-च्छ ॥ ५५ ॥ माणगिरिदुग्गमतर—मायावल्लीवियाणअइगुविल । अ-क्खोइलोहपायाल-परिगय मोहआवत्त ॥ ५६ ॥ अन्नाणपवणपिल्लिय-सजोगविओगरगिरतरग । जइ भवजलनिहि मेय-तरिउ इच्छेह भवियज-णा ॥ ५७ ॥ ता सद्दसणदढगाढ-बधण सुद्धभावगुरुफलह । उच्चुरस-वरसरुद्ध सयलछिद्द अइअणग्घ ॥ ५८ ॥

वेरग्गमग्गलग्ग- दुत्तवतवपवणजणियगुरुवेग । सन्नाणकन्नधार्य—सरेह ,चारित्तवरपोय ॥ ५९ ॥ इय सुणिय निवो निरवज्ज—चरणगहणुज्जुओ भणइ सूरिं । काऊण रज्जसुत्थ-पहु तुह पासे गहेमि वय ॥ ६० ॥

ત્યારે તેમને વાંદવા માટે કુમારની સાથે રાજા ત્યાં આવ્યો (૫૨–૫૩)

હવે તે મુનીંદ્રને નમીને ઉચિત સ્થાને રાજા બેઠો, એટલે ગુરૂ મથાતા દરિયાની માફક ઉંચા અવાજે ધર્મકથા કહેવા લાગ્યા [૫૪] ઇહાં જન્મ જરારૂપ પાણીવાળો, અનેક મત્સરરૂપ મચ્છ અને કચ્છપથી ભરેલો, ઉછળતા ક્રોધરૂપ વડવાનળની જ્વાળાથી દુષ્પ્રેક્ષ્ય થએલો—માનરૂપ પર્વતથી દુગમ્ય, માયારૂપ વેલડીના તખ્તાઓથી ગુંથાયલો, ઉંડા લોભરૂપ પાતાળવાળો, મોહરૂપ ચકરીઓવાળો, અજ્ઞાનરૂપ પવનથી ઉઠતા સંયોગ વિયોગરૂપ વિચિત્ર રંગના તરંગોવાળો, આ સંસારરૂપ સમુદ્ર છે, તેને તરવાને જો ઇચ્છતા હો, તો હે ભવ્યો ! તમે સમ્યક્ દર્શનરૂપ મજબુત પડાણવાળું, શુદ્ધ ભાવરૂપ મોટા પાટિયા વાળું, મોટા સંવરથી રોકેલા સકળ છિદ્રવાળું, અતિ કીમતી ,[૫૫–૫૬–૫૭–૫૮]

વૈરાગ્યના માર્ગે લાગેલું, દુસ્તપ તપરૂપ પવનથી ઝપાટાબંધ ચાલતું, અને સમ્યક્ જ્ઞાનરૂપ કર્ણધારવાળું ચારિત્રરૂપ વહાણ પકડો [૫૯] એમ સાંભળીને રાજા નિરવદ્ય ચારિત્ર લેવા તૈયાર થઇ, આચાર્યને કહેવા લાગ્યો કે, રાજ્યને સ્વસ્થ કરી, હે પ્રભુ ! હું તમારા

मा पडिबंध खणमवि-काही नरनाह इय मुणिंदेण । वुत्तमि महीनाहो-पमुइयहियओ गओ सगिहं ॥ ६१ ॥ नीसेसमंतिसामंत-मंडलं पुच्छिऊण सन्छमई । ताराचंदकुमार-रज्जे अहिसिंचिही जाव ॥ ६२ ॥ तो विणओणयतणुणा-कयअंजलिणा पयंपियं तेण । वयगहणाऽनुआए-ताय पसायं कुण ममावि ॥ ६३ ॥

जं संसारसमुद्दो-रुद्दो उद्दामदुक्खकल्लोलो । न विणा चरणतरंड-तीरइ तरिउं अइदुरंतो ॥ ६४ ॥ तो रन्ना पडिभणियं-जुत्त मिणं वच्छ नायत्ततोण । किंतु कमागय मेयं रज्जं पालेसु कइवि दिणे ॥ ६५ ॥ नयविक्कमसंजुत्ते-पुत्ते पच्छा ठवित्तु रज्जभरं । कल्लाण वल्लिजलकुल्ला—तुल्लंदिक्खं गहिज्ज तुमं ॥ ६६ ॥ इय भणिय बलावि इमं-राया रज्जे ठवित्तु गिण्हेउ । सिरिविजयसेणपासे-दिक्खं वेमाणिएसु गओ ॥ ६७ ॥ अह ताराचंदनिवो-निच्चं वयगहणसुद्धपरिणामो । पइसमयं सुत्तरुत्तर—मणोरहसए विचिंततो ॥ ६७ ॥

---

પામે વ્રત લઈશ. ( ૬૦ ) મુનીંદ્રે કહ્યું કે ક્ષણ વાર પણ પ્રતિબંધ મ કરો, એટલે રાજા રાજી થઈ પોતાના ઘરે આવ્યો ( ૬૧ ) પછી તે સ્વચ્છ મતિવાન્ રાજા, બધા મંત્રિ અને સામંતોને પૂછી તારાચંદ કુમારને રાજ્યમાં અભિષિક્ત કરવા લાગ્યો, તેવામાં વિનયથી નમ્ર થએલા શરીરે અંજલિ જોડીને કુમાર બોલ્યો કે હે તાત ! મને પણ વ્રત લેવાની રજા આપી મારાપર મેહેરબાની કરો [ ૬૨-૬૩ ]

કેમકે ઉંચાં દુઃખરૂપ તરંગોવાળો આ ભયંકર અતિ દુરંત સંસારસમુદ્ર ચારિત્રરૂપ વહાણ વિના તરી શકાય નહિ ( ૬૪ ) ત્યારે રાજાએ કહ્યું કે, હે વત્સ ! તારા જેવા સમજુને એમ કરવું યુક્તજ છે, તોપણ હાલ કેટલાક દિવસ લગી વંશપરંપરાથી આવેલું આ રાજ્ય પાળ, બાદ ન્યાય અને પરાક્રમશાળિ પુત્રને રાજ્ય સોંપીને, પછી કલ્યાણરૂપ વેલડી વધારવાને પાણીની પનાળ સમાન દીક્ષા લેજે ( ૬૫-૬૬ ) એમ કહીને જોરથી તેને રાજ્યમાં સ્થાપી, રાજા શ્રીવિજયસેનસૂરિ પાસે દીક્ષા લઈ દેવલોકમાં ગયો. [ ૬૭ ]
હવે તારાચંદ રાજા હમેશ વ્રત લેવાના પરિણામવાળો રહી પ્રતિસમય અધિક અધિક મનોરથ કરવા લાગ્યો [ ૬૮ ]

कारंतो जिणभवणे–सयावि जिणपवयण पभावंतो । अणुकंपा-दाणाइसु–जहा विहाणेण वट्टंतो ॥ ६९ ॥ नियगिहसमीवकारिय–पोसह-सालाइ पोसहुज्जुत्तो । सच्चरिएसु पयट्ट–अणुमोयंतो य धम्मियण ॥ ७० ॥ वहुनयपमाणगमभंग–सगयं गुरुविचारभारसहं । निसुणंतो पुव्वा वर–अविरुद्धं सारसिद्धंत ॥ ७१ ॥ रज्जधर अभावाओ—रज्ज मणाहं विमुत्तु मचयंतो । अप्पजले मीणो इव–दुहेण गेहमि निवसंतो ॥ ७२ ॥

वाहिर विचीइ चिय–चिंततो रज्ज रट्ठवावारं । कालेण मरिउ जाओ अच्चुयकप्पे पवरदेवो ॥ ७३ ॥ तत्तो चविय विदेहे–निवपुत्तो होउ गहिय सामन्न । सव्वत्थवि होऊण–अरत्तदुट्ठो सिव गमिही ॥ ७४ ॥

इति ज्ञात्वा ताराधिपतिरुचिरोचिष्णुयशसो—
मुदा ताराचन्द्रक्षितिपतिलकस्यास्य चरित ।

---

તે જિન મંદિર કરાવવા લાગ્યો હંમેશા જિન પ્રવચનની પ્રભાવના કરાવવા લાગ્યો, અને વિધિ પ્રમાણે અનુકંપાદાન વગેરેમા પણ વર્તવા લાગ્યો ( ૭૦ ) તે પોતાના ઘરની પડોશમાં કરાવેલી પૌષધશાળામાં જઈ પૌષધ કરવામાં ઉદ્યુક્ત રહેતો, તથા સદાચારમાં પ્રવર્તતો રહી ધર્મિ જનોને અનુમોદતો ( ૬૯ ) વળી અનેક નય, પ્રમાણ, ગમ, અને ભાગાનાગા, ભારે વિચારના ભા ને સહી શકનાર, અને પૂર્વાપર અવિરુદ્ધ એવા ઉત્તમ સિદ્ધાંતો સાભળતો હતો [ ૭૧ ] આ રીતે રહેતા પણ તે ઘરવાસમા દુ ખ માનતો, છતાં રાજ્ય ધરનાર બીજો કોઇ ન હોવાથી રાજ્યને નધણીયાતુ મેલી શકતો નહોતો તેથી અલ્પ પાણીમા જેમ માછલું રહે, તેમ તે દુ ખે કરી ઘરવાસમા રહ્યો હતો ( ૭૨ )

તે ફકત બહિવૃત્તિથીજ રાજ્ય અને રાષ્ટ્રના કામકાજ સભારતો બાદ અવસરે મરણ પામી, તે અચ્યુત દેવલોકમા મોટો દેવતા થયો [ ૭૩ ] ત્યાંથી ચવીને મહા વિદેહમા તે રાજાનો પુત્ર થઇ દીક્ષા લઇ, સર્વ સ્થળે અરક્તદ્વિષ્ટ રહી મુક્તિએ જશે ( ૭૪ ) એ રીતે ચદ્રની કાંતિની માફક ઝળકતા [illegible] તારાચદ્ર મહારાજાનુ ચરિત્ર હર્ષથી

अरक्तद्विष्टास्तत्स्वजनधनगेहप्रभृतिषु—
स्फुटं धत्त स्वांत शिवसुखकरे शुद्धचरणे ॥ ७५ ॥

## ॥ इति ताराचंद्रकथा ॥

( छ )

इत्युक्तः सप्तदशसु भेदेष्वरक्तद्विष्ट इति त्रयोदशो भेदः—संप्रति मध्यस्थ इति चतुर्दश भेदं व्याख्यातुकामआह.

## ( मूलं )

उवसमसारवियारो–बाहिज्जइ नेव रागदोसेहिं ।
मज्झत्थो हियकामी–असग्गहं सव्वहा चयइ ॥ ७३ ॥

( टीका )

उपशमः कषायानुदयस्तत्सारं तत्प्रधानं विचारयति धर्मादिस्वरूपं

---

સાંભળીને સ્વજન, ધન અને ઘર વગેરેમાં અરક્તદ્વિષ્ટ રહી, શિવસુખ આપનાર, શુદ્ધ ચારિત્રમાં ખુલી રીતે મન ધારણ કરો ( ૭૫ )

**એ રીતે તારાચંદ્રની કથા છે**

એ રીતે સત્તર ભેદોમાં અરક્તદ્વિષ્ટરૂપ તેરમો ભેદ કહ્યો, હવે મધ્યસ્થરૂપ ચૌદમા ભેદની વ્યાખ્યા કરવા માટે કહે છે—

### મૂળનો અર્થ

ઉપશમ ભરેલા વિચારવાળો હોય, કેમકે તે રાગ દ્વેષે કસેલો હોતો નથી, માટે હિતાર્થી પુરૂષ મધ્યસ્થ રહીને સર્વથા અસદ્ગ્રહનો ત્યાગ કરે. [ ૭૩ ]

**ટીકાનો અર્થ**

ઉપશમ એટલે કષાયોને દાબી રાખવા તે રીતે જે ધર્માદિકનું સ્વરૂપ વિચારે, તે

यः स उपशमसारविचारो भावश्रावको भवति-कथं पुनरेवंविधः स्यादित्याह-यतो विचारं कुर्वन् बाध्यते अभिभूयते नैव रागद्वेषाभ्यां—तथाहि-मयाय पक्षः कक्षीकृतो बहुलोकसमक्षं बहुभिश्चलोकैः प्रमाणीकृत स्तत् कथमिदानीमात्मप्रमाणीकृतमप्रमाणीकरोमीत्यादिभावनया स्वपक्षानुरागेण न जीयते

तेन ममैष प्रत्यनीको—मदीयपक्षदूषकत्वा—चदेनं बहुजनमध्ये धर्षयामीति—सदसद्दूषणोद्घटनाक्रोशदानादिप्रवृत्तिहेतुनाद्वेषणापि नाभिभूयते, किंतु मध्यस्थः सर्वत्र तुल्यचित्तो हितकामी स्वस्य परस्य चोपकारमिच्छन्नसद्ग्रहमशोभनाभिनिवेशं सर्वथा त्यजति मुचति मध्यस्थगीतार्थगुरुवचनेन, प्रदेशिमहाराजवत्

तच्चरित पुनरेव.

यत्रारामा रामाः-सच्छायाः सुवयसो वरारोहाः । आकाराद्रि-

---

ઉપશમ, સાર વિચાર કહેવાય હવે એવો કેમ થવાય તે કહે છે —કેમકે તે વિચાર કરતો થકો રાગ દ્વેષવડે અભિભૂત થતો નથી તે આ રીતે કે, મે ઘણા લોકો સમક્ષ આ પક્ષ સ્વીકાર્યો છે, અને ઘણા લોકોએ તે પ્રમાણ કર્યો છે, માટે હવે પોતે માનેલાને શી રીતે અપ્રમાણ કરૂ, એમ વિચારીને સ્વપક્ષના અનુરાગમા નહિ પડે

તેથી કરીને " આ મારો દુશ્મન છે, કેમકે તે મારા પક્ષનો દૂષક છે, માટે અને ઘણા જનમા હલકો પાડુ " એમ ચિતની ખરાખોટા દૂષણો ઉઘાડા કરવા, ગાળો દેવી વગેરે પ્રવૃત્તિના હેતુરૂપ દ્વેષથી પણ અભિભૂત નથી થતો—કિંતુ મધ્યસ્થ એટલે સઘળાં સ્થળે સરખુ મન રાખી હિતકામી, એટલે સ્વપરના ઉપકારને ઇચ્છતો થકો અસદ્ગ્રહ એટલે ભુડા અભિનિવેશને સર્વ પ્રકારે, મધ્યસ્થ અને ગીતાર્થ ગુરૂના વચનથી પ્રદેશિ મહારાજની માફક દે છે,

પ્રદેશિ રાજાનું ચરિત્ર આ રીતે છે—

જ્યાંના આરામ (બગીચાઓ), સચ્છાય [ સારી છાયાવાળા ] સુવયસ ( સારા

धंते–आमलकल्पा पुरी सास्ति ॥ १ ॥ तत्र पवित्रचरित्रः–संशयशत-शैलशृंगभंगविधौ । अतिकठिनकुलिशकल्पः—श्रीवीरजिनोऽन्यदायासीत् ॥ २ ॥ विधिवद्विदधे विबुधैर्वप्रत्रयसुंदरं समवसरणं । भावारिवार-विधुरित–जगत्त्रयत्राणदुर्गमिव ॥ ३ ॥ अथ हरिहरिता स्वामी–प्रवि-श्य तीर्थायनमइति प्रभणन् । सिंहासने निषद्य च–विदधे वरदेशनामे-वं ॥ ४ ॥ उग्रसमीरसमीरित–कुशाग्रजलबिंदुचपलतरमायुः । गिरिवा-हिवाहिनीनीर–पुरासदृशाः स्वजनयोगाः ॥ ५ ॥ संध्याभ्ररागविभ्रम-विडंबिनी तरुणतापि तनुभाजां । मत्तकरिकलभकर्णा–स्थिररूपो विभववर्ग भारः ॥ ६ ॥

एव वस्तुसमूह–सर्वं क्षणिकं विभाव्य भव्यजना. । अक्षणिकसुख-

પક્ષિઓવાળા ) અને વરારોહ [ ઉંચા ઝાડવાળા ] છે, અને જ્યાંની રામા [ સ્ત્રીઓ ] સચ્છાય ( સારી કાંતિવાળી ) સુવયસ [ સારા વયવાળી ] અને વરારોહ [ સારા શરીરવાળી ] છે આ રીતે બન્ને સરખા છે, છતા કેવળ આકાર એટલે આ વર્ણનો ભેદ દેખાય છે, એવી આમળકલ્પા નામે નગરી હતી [ ૧ ]

ત્યા પવિત્ર ચરિત્રવાન સશયરૂપ પર્વતના સેકડો ટુક ભાગવામા અતિ કઠિન વજ્ર સમાન શ્રી વીરપ્રભુ એકદા પધાર્યા ( ૨ ) ત્યારે ત્યા દેવોએ વિધિ પ્રમાણે ત્રણે ગઢથી શોભતું સમવસરણ બનાવ્યુ, કે જે ભાવ શત્રુઓથી પીડાતા ત્રણ જગતના રક્ષણ માટે જાણે દુર્ગરૂપે નહિ બનાવ્યુ હોય? તેવુ લાગતુ હતુ, ( ૩ ) ત્યા પૂર્વ દિશાથી ભગવાન પેસીને "नमो तित्थस्स" એમ બોલતા થકા સિંહાસનપર બેસી, આ રીતે દેશના દેવા લાગ્યા [ ૪ ] આકરા પવનથી હીલતા દર્ભની અણીપર રહેલા પાણીના બિંદુ માફક આયુષ્ય ચપળ છે, પર્વતમા વહેતી નદીના પાણીના પૂર જેવા આ સગાવહાલાં છે, સાજના વાદળાના રંગ સરખી જીવોની જુવાની છે, અને મદોન્મત્ત હાથીના બચ્ચાના કાનની માફક ધન, દોલત અસ્થિર છે , [ ૫–૬ ]

આ રીતે તમામ વસ્તુને ક્ષણિક વિચારીને, હે ભવ્યો ! અક્ષણિક સુખ કરનાર

विधायिनि–धर्मे यत्न सदा कुरुत ॥ ७ ॥ अत्रांतरे विमानप्रभाभि रा-
शाः प्रकाशयन् रविवत् । आगत्य कोपि देवो—धर्मकथांते प्रमाणेदं
॥ ८ ॥ स्वामिन्नविकलकेवल—मुनेदसा फलयथाखिल यूय । गौ-
तममुख्यमुनीनां—नाट्यविधिं दर्शयामि पुनः ॥ ९ ॥ द्रव्यस्तवमिति-
कृत्वा—मुनीश्वरो मौनमभजदथ देवः । अप्रतिषिद्ध ह्यनुमत—मिति
विधिना नाटकमकार्षीत् ॥ १० ॥ पुनरपि नमन् स एवं—जगदे ज-
गदेकतायिना प्रभुभोः । कृत्य जितमिद तव—सोगादथ निजादिव
मुदितः ॥ ११ ॥

अथ गौतमगणराजो—जिनवरमानम्य पृष्टवानेवं । कोयं सुरः
किमु पुरा—कृतसुकृत स्वाम्यथोवाच ॥ १२ ॥ आद्यदिवि वरवि-
माने सूर्याभेयं सुरोहि सूर्याभः । पूर्वभवेत्विदममल—सुकृत कृतिना
कृतमनेन ॥ १३ ॥

---

ધર્મમા યત્ન કરો ( ૭ ) આ અવસરે સૂર્યના માફક વિમાનની કાંતિવડે દિશાઓને પ્રકાશતો કોઇ દેવતા આવીને ધર્મ કથા પૂરી થઇ રહેતા કહેવા લાગ્યો કે, હે સ્વામિન્! તમે તો સપૂર્ણ કેવળજ્ઞાનથી બધુ જાણોજ છો, તોપણ ગૌતમાદિક મુનિઓને હું મારૂં નાટ્ય બતાવુ [ ૮–૯ ] ત્યારે તે દ્રવ્યસ્તવ હોવાને લીધે ભગવાન્ મૌન રહ્યા, એટલે ના નહિ પાડી, તો અનુમતજ થયુ, એ ન્યાયથી દેવે નાટક કરી બતાવ્યું [ ૧૦ ] બાદ ફરીને તે ભગવાનને નમવાની રજા લેવા લાગ્યો, ત્યારે જગતના રક્ષક ભગવાને કહ્યુ કે, એ તારૂં કૃત્ય છે, અને જીત છે, બાદ તે દેવ હર્ષિત થઇ સ્વસ્થાને ગયો ( ૧૧ )

હવે ગૌતમ ગણધર જિનેશ્વરને નમીને એમ પૂછવા લાગ્યા કે, આ કોણ દેવતા છે, અને એણે પૂર્વે શુ સુકૃત કર્યુ છે ? સ્વામી બોલ્યા કે, પહેલા દેવલોકમા સૂર્યાભ નામના વિમાનનો આ સૂર્યાભ નામે દેવ છે એ સુકૃતિએ પૂર્વ ભવમાં આ પ્રમાણે સુકૃત કરેલુ છે [ ૧૨–૧૩ ] જેમ વિષ્ણુની મૂર્ત્તિ શ્રીપરિકલિત, રામાભિનંદિની [ બળરામથી શોભતી ]

तथाहि—

श्रीपरिकलिता रामा—भिनंदिनी विष्णुमूर्त्तिवदिहास्ति । श्वेतवि-का नामपुरी—गदान्विता नैव सा किंतु ॥ १४ ॥ तत्राख्यया प्रदे-शी—प्रवासदेशी विपक्षवर्गस्य । चार्वाकसमयचातुर्य-कलितचित्तो भवद् भूपः ॥ १५ ॥

लावण्यरूपकांता सत्कांता तस्य सूर्यकांताख्या । निजतेजोजित सूर्यः सुतः पुनः सूर्यकांतो भूत् ॥ १६ ॥ निजमतिजितगीःपतिमति-वि-भवः सचिवस्तु चित्रनामा भूत् । यो राजमानसे राजहंस इव वास पा-प सदा ॥ १७ ॥ सोन्येद्युरर्पयित्वा—प्राभृतिकं मेपि राजकार्येण । क्षितिपतिना श्रावस्ती--पुर्यां जितशत्रुनृपपार्श्वे ॥ १८ ॥ तत्र च सोपि समस्तं ढौकनमाढौक्य राजकार्यं तद् । शीघ्र मसाधय दखिल-यच्छी-घ्रविधायिनः सुधियः ॥ १९ ॥ तत्रो द्याने चित्रः पार्श्वजिनान्वयिन

અને ગદાન્વિત [ ગદા આયુધે સહિત ] હોય છે, તેમ શ્રીપરિકલિત [ આબાદ ], રામા ભિનંદિની [ રમની સ્ત્રીઓથી શોભતી ] છતાં ગદ રહિત [ રોગ રહિત ] શ્વેતવિકા નામે નગરી હતી ( ૧૪ ) ત્યાં દુશ્મનોને દેશવટો આપનાર પ્રદેશી નામે ચાર્વાક મતમાં ચતુર રાજા હતો [ ૧૫ ]

તેની લાવણ્યથી રમ્ય રૂપવાળી સૂર્યકાંતા નામે સારી કાંતા હતી અને પોતાના તેજથી સૂર્યને જીતનાર, સૂર્યકાંત નામે પુત્ર હતો ( ૧૬ ) વળી પોતાની બુદ્ધિથી બૃહસ્પતિને જીતનાર ચિત્ર નામે તેનો મંત્રિ હતો તે રાજાના મનરૂપ માનસમાં રાજહંસની માફક હમેશાં વસતો હતો [ ૧૭ ] તેને રાજાએ એક વખત ભેટણું આપીને શ્રાવસ્તીપુરીમાં જિતશત્રુ રાજાની પાસે રાજકાર્ય સાધવા મોકલાવ્યો ( ૧૮ ) ત્યાં તે ભેટણું આપીને સઘળું કામ ઝટ દઇને સાધતો હતો, કેમકે, બુદ્ધિવાન્ પુરૂષો શીઘ્રવિધાયી ( ઝટ કામ કરનારા ) હોય છે [ ૧૯ ] ત્યાં ઉદ્યાનમાં ચિત્રે ઉજ્વળ ચરિત્રવાળા, ચૌ૦ પૂર્વધારી, ચાર જ્ઞાનવાળા, પાર્શ્વનાથના સંતાનીયા, [ કેશિ કુમારને જોયા ] [ ૨૦ ]

मुज्वलचरित्र । परिपूर्णपूर्वसहित-ज्ञानैश्च चतुर्भिरपि कलित॥ २० ॥

पचाचारविचार-प्रपचपचास्यकाननसमान । दुर्मथमन्मथमथन-शिवपथरथममलगुणयुक्त ॥ २१ ॥ यतिततियुक्तं कुमार-श्रमण केशीति संज्ञया प्रथित । सूरिंदर्दृश्य नत्वा च-तमिति सद्धर्ममश्रौषीत् ॥ २२ ॥ निदर्शनैश्चोल्लकपाशकाद्यै-र्दुःभापमासाद्य मनुष्यजन्म । तद्धर्ममेवाखिलसौख्यहेतुं-भो भव्यलोकाः कुरुतादरेण ॥ २३ ॥ इत्याकर्ण्य सकर्णः-सचिवः श्रीकेशिसूरिचरणाते । सम्यक्त्वमूलमनघ-श्रावकधर्मं प्रपन्नो थ ॥ २४ ॥ भ्रमणचैव पूज्या आयात श्वेतवीं विहारेण । यदि तत्र तत्रभवता—भवतां सद्देशनां श्रुत्वा ॥ २५ ॥

कथमपि विभुरस्माकं-प्रदेशिराजः प्रपद्यते धर्मं । तच्छोभनं भवेदथ-केशिगणेशो बभाणेद ॥ २६ ॥ स हि चडो निष्करुणो—निर्द्धर्मो पापकर्मकृतचित्तः । इहलोकमतिबद्धः-परलोकपराङ्मुखः क्रूरः

તે પાચ આચારના વિચાર પ્રપચરૂપ સિંહને વસવાના વન સમાન, દુર્મથ મન્મથના મથનાર, શિવ પથના રથ સમાન, નિર્મળ ગુણ યુક્ત, યતિની શ્રેણિથી પરિવરેલા કેશિ નામે પ્રથિત થએલા કુમાર શ્રમણ આચાર્યને જોઇ નમીને આ રીતે ધર્મ સાભળવા લાગ્યો [ ૨૧-૨૨ ] હે ભવ્યો! ચોલ્લક પાશક વગેરે દૃષ્ટાતોથી દુર્લભ મનુષ્ય જન્મ પામીને તમે આદરપૂર્વક સકળ સુખના હેતુ ધર્મનેજ કરતા રહો [ ૨૩ ] આ સાભળીને તે ચાલાક મત્રિએ કેશિ કુમાર પાસેથી સમ્યક્ત્વ મુળ શ્રાવક ધર્મ સ્વીકાર્યો, અને કહેવા લાગ્યો કે, હે પૂજ્ય! તમે જો વિહાર સયોગે શ્વેતવિકામા પધારો, તો ત્યા તમો પૂજ્ય પુરૂષની રૂડી દેશના સાભળી ( ૨૪-૨૫ )

અને જો કોઇ રીતે અમારો સ્વામી પ્રદેશી રાજા ધર્મ પામે, તો બહુ સારૂ થાય ત્યારે કેશિ ગણધર બોલ્યા કે, તે તો ચડ, નિષ્કરુણ, નિર્ધર્મી, પાપકર્મમા મન રાખનાર, આ લોકનેજ વળગેલો, પરલોકથી પરાંગમુખ, અને ક્રૂર છે, માટે હે મત્રિ! તું તારી

॥ २७ ॥ * तत्कथमस्य विबोधो-भविता धीसखधिया विभावय भो' । भूयः सोपि बभाषे-किमनेन मुनीश युष्माकं ? ॥ २८ ॥ तत्रान्येपि वसति-श्रेष्ठीश्वरतलवरादयो बहवः । ये वसतिपीठफलक-प्रमुख ददते मुसाधूनां ॥ २९ ॥ सत्कारं सन्मान च-ये सदा विदधतेस्रतस्तेषा । क्रियतामनुग्रहो, गुरु-रथाह विज्ञास्यते मत्रिन् ॥ ३० ॥

अन्येद्युरथो केशी-दिनमणिरिव भव्यकमलवरबोधं । विदधानः संप्राप-श्वेतविकां नाम वरनगरीं ॥ ४१ ॥ इह केशिगणभृदागा-देव वर्द्धापितो नियुक्तनरैः । चित्रस्तुतोष बाढ-लब्धनिधी रोरपुरुष इव ॥ ३२ ॥ तत्र स्थितोपि चित्र.-सूरिंनत्वेति दध्यकौ चित्ते । अस्माकमय भूपो-बहुपापः मबलमिथ्यात्वः ॥ ३३ ॥ यदि मय्यपि सचिवेय-नरक यास्यति हहा मम मृतेस्तत् । किं कौशलमत एन-नयामि कथमपि गुरोः पार्श्वे ॥ ३४ ॥ ध्यात्वेति तेन नरपति-रुद्याने

બુદ્ધિથી વિચાર, કે એને શી રીતે પ્રતિબોધ થઇ શકશે ? ત્યારે ફરીને મંત્રિ બોલ્યો કે, હે મુનીશ્વર ! તમારે ક્યાં એ એકલાનુંજ કામ છે ? [ ૨૬-૨૭-૨૮ ] ત્યાં બીજા પણ ઘણા શેઠ, સરદાર તલવર વગેરે રહે છે જેઓ સુસાધુઓને વસતિ, પીઠ, ફલક વગેરે આપતા રહે છે, અને હમેશ તેમનું સન્માન સત્કાર કરે છે, માટે તેમનાપર તમારે કૃપા કરવી જોઇએ—ત્યારે ગુરૂ બોલ્યા કે, હે મંત્રિન્ ! વખતપર ધ્યાન આપશું ( ૩૦ )

હવે એકદા કેશીકુમાર સૂર્યની માફક ભવ્ય કમળોને જગાડતા થકા શ્વેતવિકા નગરીમાં પધાર્યા. [ ૩૧ ] ત્યારે ચિત્રે રાખેલા માણસોએ તેને વધામણી આપી કે, અહીં કેશી ગણધર આવ્યા છે ને સાભળી ચિત્ર દરિદ્રિ જેમ નિધાન પામીને રાજી થાય તેમ અતિશય રાજી થયો ( ૩૨ ) બાદ ત્યાંજ રહીને સૂરિને નમીને મનમાં વિચારવા લાગ્યો કે, અમારો આ રાજા બહુ પાપી, અને પ્રબળ મિથ્યાત્વવાળો છે ( ૩૩ ) તે જો મારા જેવો મંત્રિ મળ્યા છતાં, પણ નરકે જશે તો હાય હાય ! મારી અક્કલની શી હુશીયારી ગણાશે, માટે ગમે તેમ કરીને એને ગુરૂ પાસે લઇ જાઉં ( ૩૪ ) એમ ચિ-

वाह्वाहनाव्याजात् । निन्ये सो थ सुदुर्दम-तुरगघनदमनतः श्रांत. ॥ ३५ ॥

तत्र प्रदेश आस्यत-नृपः प्रदेशी स तेन विश्रांत्यै । यत्र गुरुर्गुरु-सदसि-व्याकुर्वाणोस्ति जिनधर्मं ॥ ३६ ॥ दृष्ट्वा थ सूरिं नृप आह चित्र-मुद्रो यमुच्चैः किमुरारटीति ? । सोप्याह जाने न विभांतिके चेद् गत्वा निशम्येत किमु मणश्येत् ? ॥ ३७ ॥ आगादथो नरपतिः सुगुरोः समीपे—तत्प्रोधबंधुरमतिर्गुरुरप्युवाच । मुक्त्वा प्रमादमखिल परमार्थशत्रुं-धर्म जना विदधतां परमार्थपथ्य ॥ ३८ ॥ ऊचे ततः क्षितिपतिर्भवतो वचो मे-नो चेतसः प्रचुरसपदमादधाति । यद्भूमिनीरहुत-भुक्पवनातिरिक्तो-जीवः समस्ति न पर. परलोकयायी ॥ ३९ ॥

तथाहि,—

जीवो नास्ति समक्षा-दर्शनतः खरविषाणमिव नूनं [*]। यत्तु न

ચારીને તે ઘોડા ફેરવવાના મિષે રાજાના ઉદ્યાનમા લઇ ગયો હવે રાજા દુર્દમ ઘોડાના આકરા દમનથી થાકી ગયો [ ૩૫ ]

ત્યારે ચિત્રે તે પ્રદેશિ રાજાને વિશ્રાંતિ લેવા માટે ત્યાં બેસાર્યો, કે જ્યા નજીકમા કેશિગુરૂ મોટી સભામા જિનધર્મ સમજાવતા હતા ( ૩૬ ) હવે સૂરિને જોઇને રાજા ચિત્ર મંત્રિને કહેવા લાગ્યો કે, આ મુ. ઉંચેથી શી બુમો પાડે છે ? મંત્રિ બોલ્યો કે, હુ પણ કઇ નથી જાણતો, માટે પાસે જઇને સાંભળીએ, તો આપણુ શુ જાય છે ? આ ઉપરથી રાજા સુગુરૂની પાસે આવ્યો ત્યારે તેને પ્રતિબોધવામા કુશળ મતિવાન્ ગુરૂ બોલ્યા કે, હે જનો ! તમે પરમાર્થમા શત્રુ સમાન સઘળા પ્રમાદને છોડીને પરમાર્થમાં પથ્ય સમાન ધર્મ કરો ( ૩૮ ) ત્યારે રાજા બોલ્યો કે, તમારૂ મારા મનને બહુ ખુશ નથી કરતુ કેમકે પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુથી જુદો કોઇ બીજો પરલોકે જનાર જીવ છેજ નહિ ( ૩૯ )

તે આ રીતે કે, જીવ નથીજ કેમકે તે પ્રત્યક્ષ દેખાતો નથી. ગધેડાના સીંગડા

तथा पुनस्तत्- भूतचतुष्टयमिवात्रास्ति ॥ ४० ॥ गुरुराह भद्र किमयं—
जीवस्त्वद्दिशददर्शनाग्राह्यः । उत सर्वेषां तत्र च—नाद्यः कल्प' सुकल्पः
स्यात् ॥ ४१ ॥ एवं हि देशकाल—स्वभावसूक्ष्मादिविप्रकृष्टानां । भूभू-
धरादिकानां—भवत्यभावस्त्वदग्रहणात् ॥ ४२ ॥ नापि द्वितीयपक्षो—
जीवक्षेपाय पक्षतां धत्ते । सर्वजनसमक्षाणां—तवासमक्षत्वतो राजन्
॥ ४३ ॥

किंचेद चैतन्य—किं भूतानां स्वभाव उत कार्यं । तावन्नहि स्व-
भावो—ह्यचेतनत्वात् स्वय तेषां ॥ ४४ ॥ नो कार्यमपि च तत्स्या—
दसमुदितानां हि समुदितानां वा । आद्यभिदि पृथक् तेषां—चिदन-
धिगतिरेव दोषः स्यात् ॥ ४५ ॥ पिष्टादिभ्यो मद इव—भूतेभ्यः समुदयं
गतेभ्योथ ,। चैतन्य भवतीति—द्वितीयपक्षोपि न हि दक्षः ॥ ४६ ॥

---

માફક, જે તેનું નથી, તે ચાર ભૂતની માફક ઇહા પ્રત્યક્ષ દેખાય છે [ ૪૦ ] ગુરૂ બોલ્યા—હે ભદ્ર ! શું આ જીવ તારા જોવામાજ નથી આવતો ? માટે નથી કે બધાના જોવામાં નથી આવતો, માટે નથી ? ત્યાં પહેલો પક્ષ કંઇ વ્યાજબી નથી [ ૪૧ ] કેમકે તેમ થાય તો દેશ કાળ, સ્વભાવ તથા સૂક્ષ્મપણા વગેરાને લીધે દૂર રહેલા જમીન પર્વત વગેરે પદાર્થોને તું નહિ દેખાતો હોવાથી તેમનો અભાવ સિદ્ધ થશે [ ૪૨ ] વળી બીજો પક્ષ પણ જીવને તોડવા સમર્થ નથી કારણ કે, સર્વ જનના પ્રત્યક્ષ કંઈ તને પ્રત્યક્ષ રહેલા નથી [ ૪૩ ]

વળી આ ચૈતન્ય ભૂતોનો સ્વભાવ છે કે કાર્ય છે ? સ્વભાવ તો નથીજ કેમકે તેઓ જાતે અચેતન છે. ( ૪૪ ) તે કાર્ય પણ નથી કેમકે તેમનાં તે કાર્ય હોય, તો છુટાં છુટાંનું હોય કે, એકઠા મળેલાનું હોય ? પહેલા પક્ષમાં તો છુટું છુટું તેઓમાં ચૈતન્ય દેખાતુંજ નથી, એ દોષ આવશે. ( ૪૫ ) હવે પિષ્ટાદિકમાંથી જેમ મદ્ય પેદા થાય છે, તેમ ભૂતો એકઠા મળ્યાથી તેઓમાંથી ચૈતન્ય પેદા થાય છે, એમ બીજો પક્ષ લેશો તો, તે પણ ઠીક નથી કેમકે જે જેઓમાંના છુટા છુટામાં નહિ હોય, તે તેઓ

यद्येषु पृथक् न भवति--न तेषु तत्समुदितेष्वपि हि युक्त । सिकताकणे ष्वदृष्टं-तैलं किं भवति ननु बहुषु ? ॥ ४७ ॥

पिष्टादिभ्यो मद इव-इत्यत्र तु मात्रयास्ति मदशक्तिः । न हि सर्वथाऽसतः खर--भृगस्येवेक्षितोत्पत्तिः ॥ ४८ ॥

अपि च--

स्पृष्ट श्रुतमाघ्रातं--भुक्त स्मृतमीक्षित किल मये ति। कथमेककर्तृकाः खलु--भावा भूतात्मवादे स्युः ? ॥ ४९ ॥ परलोकयायिजीवा--भावे कस्यास्ति कर्मसंबन्धः । तदभावे भावाना--मियं कथं चित्रता युक्ता ? ॥ ५० ॥

क्ष्माभृद्रङ्कयोर्मनीषिजडयोः सद्रूपनीरूपयोः, श्रीमद्दुर्गतयोर्बला बलवतोर्नीरोगरोगार्त्तयोः । सौभाग्यासुभगत्वसगमजुषोस्तुल्येपि नृत्वें-तरयत्तत्कर्मनिबधन तदपि नो जीव विना युक्तिमत् ॥ ५१ ॥ तस्मा-

એમ્દા થતા પણ તેઓમાથી નહિ થાય સિક્તા ( રેતી )ના કણમા નહિ દેખાતુ તેલ શુ તેના ઝાઝા કણ એકઠા કર્યાથી પેદા થઇ શકશે ? [ ૪૬-૪૭ ]

મિષ્ટાદિકમાથી મદ પેદા થાય છે, તો તેના અગોમા માત્રાએ કરી મદશક્તિ ર હેલીજ છે બાકી સર્વથા જે અસત્ હોય, તેની ખરશૃગની માફક ઉત્પત્તિ થઈ શકેજ નહિ [ ૪૮ ] વળી મે અડક્યુ, સાભળ્યુ સૂઘ્યુ, ખાધુ, સભાર્યુ, અને જોયુ, એમ એક કર્તાવાળી પ્રતીતિ ભૂતાત્મવાદમા શી રીતે થાય ? [ ૪૯ ] જો પરલોકે જનાર જીવ ન હોય, તો કર્મનો સબધ કોને થાય ? અને તે નહિ થાય, તો પછી પદાર્થોની આ વિચિત્રતા કેમ યુક્ત ગણાઇ શકે ? [ ૫૦ ]

રાજા અને રક, પડિત અને જડ, સુરૂપ અને કુરૂપ, શ્રીમાન્ અને દરિદ્ર, બળવાન્ અને દુબળ, નીરોગી અને રોગી, સુભગ અને દુર્ભગ, એ બધાનુ મનુષ્યપણુ સરખુ છતા જે અતર દેખાય છે, તે કર્મના કારણે છે, અને તે કર્મ જીવ વિના યુક્તિમત્ નહિ થાય ( ૫૧ ) માટે હે રાજન્ ! પોતાના શરીરમા " હુ સુખી છુ " ઇત્યાદિ જે પ્રતીતિ થાય છે,

त् क्षितिप, स्वतना-वदसुखीत्यादिसंविदा ग्राह्य' । कर्त्ता भोक्ता जीव' परलोकगमी भवति सिद्धः ॥ ५२ ॥ निजदेह इव विशिष्टा-चेष्टामुपलब्धिपूर्विका वीक्ष्य ।परदेहेप्यनुमेया-तत्सिद्धिर्धीधनैः स्वधिया ॥ ५३ ॥ अथ गदतिस्म नरेंद्रो-यद्यस्ति परत्र गामुको जीवः । तर्हि 'ममासी ज्जनकः-प्राणिवधप्रमुखपापरत. ॥ ५४ ॥

युष्मन्मतेन सोगा-न्नरक तत्किमिति मामिहैत्यैप' । नहि बोधयति यथाघ माविदधा दुःखद वत्स ॥ ५५ ॥ तत्कथममुत्रयायी युक्तियदाकोटिमटति जीवोन । *मतिभामगल्भताजित—देवगुरुर्गुरुरथ* मोचे ॥ ५६ ॥ कास्मिन् महापराधे-क्षिप्तो गुप्तौ यथा नर' कश्चित् । नहि वीक्षितुमपि लभते-निजकान् यामिकनरेभ्योत्र ॥५७॥ तद्द्दारुणनिजकर्म-श्रृंखलानिगडितो हि नैरयिकः । आगतु नहि लभते-परमाधार्मिकसुरेभ्योत्र ॥ ५८ ॥ भूयो बभाण भूपो-मम माता वत्स-

તેનાવડે જણાતો જીવ કર્તા ભોકતા અને પરલોકમા જનાર સિદ્ધ થાય છે [ પર ] હવે પોતાના શરીરમા જેમ જ્ઞાનપૂર્વક દરેક વિશિષ્ટ ચેષ્ટા થતી જોવામા આવે છે, તેમ પરાયા શરીરમા પણ બુદ્ધિમાન્ જનોએ પોતાની બુદ્ધિથી અનુમાનથી તેની સિદ્ધિ કરી લેવી [ પ૩ ] હવે રાજા બોલ્યો કે, જો પરભવગામિ જીવ હોય, તો મારો બાપ જીવહિસા વગેરે પાપમા નિમગ્ન રહેનાર હતો [ પ૪ ]

તે તમારા મત પ્રમાણે નરકે ગએલ હોવો જોઇએ, ત્યારે શામાટે તે ઇહા આવી મને નથી સમજાવતો કે હે પુત્ર! તુ આ દુ ખદાયી પાપ મ કર [ પપ ] માટે ઇહા જીવ પરભવે જાય છે, એ વાત શી રીતે યુક્તિની અણીપર લાગુ પડે ? ત્યારે બુદ્ધિબળથી વૃહસ્પતિને પણ જીતનાર ગુરૂ બોલ્યા — ( પ૬ ) જેમ કોઇક મહાન્ અપરાધમા કોઇ માણસને કેદખાનામા નાખવામાં આવે, તો પછી તે પહેરેગીરોના કબજે રહ્યો થકો પોતાના સગાઓને જોઇ પણ શકતો નથી તેમ પોતાના દારૂણ કર્મની સાકળથી નિગડિત થએલ નારક જીવ, પરમાધાર્મિક દેવોના કબજામા રહ્યા થકો ઇહા આવી શકતો નથી ( પ૭–પ૮ )

ला मयि सदाभूत् । सामायिकपौषधमुख्य-धर्मकर्मणि विहितचित्ता ॥ ५९ ॥

भवदाकूतेन दिव-मागात्तत्कथमिहैत्य मम पुरतः । न वदति व-त्स यथा कुरु-धर्ममिहामुत्र सौख्यकर ॥ ६० ॥ तस्मात् सगति मगति-जीवस्यामुत्रयायिता हि कथ ? । पीयूषपोषसमया गिरामृणा देवमथ सूरिः ॥ ६१ ॥ असमर्थितकर्त्तव्या-दिव्यप्रेमानुगा विषयस-क्ताः । अनधीनमनुजकार्या-अशुभत्वान्मर्त्यलोकस्य ॥ ६२ ॥ जिनज-न्मादिककल्याणकानि सुमुनेस्तपोनुभाव च । समवसरणकादि विना-ना याति सुरा इह मायः ॥ ६३ ॥ [ युग्म ]

पुनरपि नृप आचख्यौ-मयान्यदैको मलिम्लुचश्चक्रे । अतिसू-क्ष्मतरान् खडान्-कोप्यात्मा तत्र नैक्षि पर ॥ ६४ ॥ तद्भूतव्यतिरिक्तः-कथमात्मा मम चकास्तु चित्तेत्र ? । अथ पदतर्कसुकर्कश-विचारचतुरो

---

ફરીને રાજા બોલ્યો કે, મારી માતા મારા તરફ હમેશા વત્સલ [ પ્રીતિવાળી ] હતી તે સામાયિક અને પૌષધ વગેરે ધર્મના કામમા મશગુલ રહેતી [ ૫૯ ]

તે તમારા અભિપ્રાય પ્રમાણે સ્વર્ગે ગઇ છે, તો તે શામાટે ઇહાં આવીને મારી આગળ નથી કહેતી કે, અહીં અને પરભવમા, સુખ કરનારા ધર્મને તુ કર. ( ૬૦ ) માટે જીવની પરભવે જવાની વાત શી રીતે સગત થઈ શકે ? ત્યારે અમૃતના વરસાદ સરખી વાણિએ કરીને સૂરિ બોલ્યા — ( ૬૧ ) દેવોએ પોતાનુ કર્ત્તવ્ય હજુ પૂરૂ નહિ કર્યુ હોય ? તેથી, તથા દિવ્ય પ્રેમમા નિમગ્ન થઇ રહેવાથી તથા વિષયમા આસક્ત બન્યાથી, તથા મનુષ્યના કામને અવશ રહેનાર હોવાથી, તથા મર્ત્ય લોકના અશુભપણાથી, એમ આ કારણોને લીધે જિનના જન્માદિક કલ્યાણો, તથા મહા મુનિના તપનો મહિમા, તથા સમવસરણ વગેરે, પ્રસંગો વિના ઇહા પ્રાયે આવતા નથી [ ૬૨-૬૩ ]

ફરીને રાજા બોલ્યો કે, મે એક વેળા એક ચોર પકડીને તેના અતિ- સૂક્ષ્મ કટકા કરી જોયા, પણ તેમા કઇ આત્મા દેખાયો નહિ [ ૬૪ ] માટે ભૂતથી જૂદા આત્માને

गुरुरवोचत् ॥ ६५ ॥ अग्न्यर्थी कोपि नरो विकटाटव्यामटाटयमानः सन्। प्राप्य महदरणिकाष्टं—मदमतिः खंडशश्चक्रे ॥ ६६ ॥ नच तत्र वह्निकणमपि—सोपश्यदथो महामतिः कश्चित् । पुरुषः शरेण सद्यः—प्रमथ्य त पातयांचक्रे ॥ ६७ ॥ यदि मूर्त्तस्यापि सतोविहुतभुजस्तत्र भवति न ग्रहण । तज्जीवस्यामूर्त्तस्य—कोहि दोपस्त्वनुपलभे ? ॥ ६८ ॥

भूयो भूयोभिदधे—जीवन्नेवैकको मया चौर । अयसोमजूपाया—क्षिप्त सासारि मदनेन ॥ ६९ ॥ उद्घाटिता च पुनरपि—तद्देह' प्रेक्षि कृमिकुमय एव । रध्राभावे तस्या—निरगादात्मा कथ तस्य ॥ ७० ॥ अतश्च भूरयस्ते कृमिजीवाः प्रविविशुः कथ तस्या' । कथ मुरुविचारभार—तदमुत्रगमी सहेतात्मा ? ॥ ७१ ॥ अथ जगदेसौ गुरुणा -करुणासंभारनीरनीरनिना । इह कस्मिंश्चिन्नगरे—सुशांखिक' कोपि

---

હુ મારા મનમા કેમ માની શકુ ? હવે ૭ તર્કના કર્કશ વિચારમા કુશળ ગુરૂ બોલ્યા —[ ૬૫ ] અગ્નિનો અર્થી કોઇક માણુસ વિકટ અટવીમા ભટકતો થકો, મોટુ અરણિનુ લાકડુ મેળવીને, મદ મતિવાળો હોવાથી તેના કટકા કરવા લાગ્યો પણ ત્યા તેને આગનુ કણ પણ જોવામા આવ્યુ નહિ હવે મહા મતિવાળો કોઇ માણુસ ત્યા આવ્યો, તેણે શરના સાથે તેને ઘસીને અગ્નિ પાડયો ( ૬૬-૬૭ ) આ રીતે અગ્નિ મૂર્ત્ત છતા પણ તેનુ ત્યા ગ્રહણ થતુ નથી, તો પછી અમૂર્ત્ત જીવ એમ ન દેખાય ત્યા શો દોષ આવે ? [ ૬૮ ]

રાજા ફરીને બોલ્યો કે, મે એક જીવતો ચોર લોઢાની પેટીમા નાખ્યો પછી તે પેટી મીણુથી બધ કરી ( ૬૯ ) બાદ તે ઉઘાડી, તો તેમા તેનુ શરીર કૃમિઓથી ભરાયલુ જોયુ માટે ત્યા છિદ્રો ન હતાં એટલે તેમાથી તેનો આત્મા શી રીતે નીકળી ગયો ? [ ૭૦ ] વળી તેના અદર તે ઘણા કૃમિ જીવો શી રીતે પેઠા હશે ? માટે આત્મા પરભવે જાય છે, એ વાત લાબા વિચારમા કેમ ટકી શકે ? ( ૭૧ ) હવે કરૂણાજળના સમુદ્ર ગુરૂ બોલ્યા— અહીં કોઇક નગરમા કોઇક શખ વગાડનાર રહેતો હતો. [ ૭૨ ]

वसतिस्य ॥ ७२ ॥ तस्यास्त्येव लब्धि-र्यत् शख धमति गोचरगतोपि । तदपि च कर्णमाते-वाद्यत इति मन्यते लोकः ॥ ७३ ॥

तत्रत्यनृपोन्येद्यु-र्वचोगेहे व्रजन्निशम्यरव । शखस्य तस्य शंका कुलचित्तोऽलभत नहि निद्रां ॥ ७४ ॥ अथ राज्ञापि स हतु-तेनोचे नाथ लब्धिरेषामे । यद्दूरगोपि शब्दः-श्रुतिमूल इवेति बुद्धिः स्यात् ॥ ७५ ॥ कथमेतदिति परीक्षा-निमित्तमवनीधवेन सोऽक्षेपि । अयसः कुम्भ्या साऽसारि सर्वतो मदनपिंडेन ॥ ७६ ॥ सोऽवादयदथ शख-तध्ध्वनिना वधिरिता सभा सकला । अन्वैक्षि तत्र विवरादिक च न पुनः किमप्यैक्षि ॥ ७७ ॥

तथा

आयसपिंडस्यातर्विवराभावे विशति कथमुच्चैः । वह्निकणा येन स्यादय ज्वलज्ज्वलनपिंडाभः ॥ ७८ ॥ इति निर्गमप्रवेशे-यदि मूर्त्त-

---

તેની પાસે એવી લબ્ધિ હતી કે, જગતમા જઈને પણ જે શખ વગાડે, તે જાણે કાન પાસે વગાડતો હોય તેમ સભળાય, એમ લોકો માનતા હતા [ ૭૩ ]

હવે ત્યાનો રાજા એક વેળા સભાસમા ગયો એવામા તે શખનો શબ્દ સાભળી શકાથી આકુળ થયો, એટને તેને ખરેખુ નહિ આવ્યુ ( ૭૪ ) તેથી તેણે તે શખ વગાડનારને મારવાનો હુકમ કર્યો, ત્યારે તે બોલ્યો કે, હે નાથ ! એ તો મારી લબ્ધિ છે, કે દૂરથી શબ્દ હોય, છતા જાણે કાનના મૂળમા થતો હોય, એમ લાગે છે [ ૭૫ ] એમ કેમ થાય ? તેની પરીક્ષા માટે રાજાએ તેને લોઢાની કોઠીમા નાખ્યો, બાદ તેને મીણુ લગાડીને બધ કરી [ ૭૬ ] હવે તેણે શખ વગાડયો, કે આખી સભા બેહેરી થઈ પડી, ત્યારે ત્યા છિદ્ર વગેરે જોયા, પણ તે તો કઈ દેખાયા નહિ ( ૭૭ )

વળી લોઢાના પિડમાં અદર જો વિવર ન હોય તો, તેમા અગ્નિના પરમાણુ શી રીતે પેસે, કે જેથી તે બળતી આગના ગોળા જેવો દેખાય છે ? [ ૭૮ ] આ રીતે

मासेदुस्तत्र केचन पुमांसः । मार्गानुसारिमतयो–हेयोपादेयविधिविदुराः ॥ ९३ ॥ त्यक्त्वा सुवर्णमप्यथ–बहुगुणयुक्तानि निर्मलानि तथा । रत्नानि समाददिरे त्रासादिकदोषविकलानि ॥ ९४ ॥ अपरेतु भण्यमाना–अपि सार्थजनैर्मणिग्रहणविषये । कदभिनिवेशावेशात्–पूर्वगृहीताय उज्झित्वा ॥ ९५ ॥ जगृहुर्नहि रत्नानि–द्वयेपि चाजग्मुरथ निजे देशे । तत्रादिमाः सुखयशः–प्रचुरश्रीभाजन जाताः ॥ ९६ ॥

अपरेतु कदाग्रहिणः–क्रमागतायोऽपरित्यजतो हि । पश्चात्तापानुगताः–सजाता दु खिनो नित्य ॥ ९७ ॥ तद्वत्त्वमपि नरेश–क्रमागत नास्तिकस्य मतमेतत् । अमोज्झन्निहमाभू पश्चात्तापानुगो गाढ ॥ ९८ ॥ एव निशम्य विगलित–मिथ्यात्व• केशिसुगुरुपदमूले । नृपतिर्गृहस्थधर्म–सम्यक्त्वपुरस्सर जगृहे ॥ ९९ ॥ अथ केशिगणधरो मृदु–वाण्या क्षितिपतिमवोचदिति हियथा । पूर्व रम्यो भूत्वा–यथोचित दानदातृत्वात् ॥ १०० ॥ पश्चा-

તેમ કરી રત્નની ખાણમા આવી પહોચ્યા ત્યા કેટલાક માર્ગને અનુસરની અક્કલવાળા અને હેયોપાદેય કરવાની બાબતમા સમજુ માણસોએ સોનાને પણ પડતુ મેલી બહુ ગુણ વાળા, નિર્મળ અને ત્રાસાદિક દોષથી રહિત રત્નો ગ્રહણ કર્યા (૯૩-૯૪) પણ બી જાઓને સાથેના લોકોએ મણિઓ ઉપાડવા માટે સલાહ આપ્યા છતા પણ તેઓએ ખોટા હઠે ચડી પૂર્વે ઉપાડેના લોઢાને છોડી રત્નો ઉપાડયા નહિ હવે તે બને પોતાના દેશમા આવ્યા ત્યા પહેલાં રત્નોના ઉચકનારા સુખ, યશ, અને પ્રચુર લક્ષ્મી પામ્યા [૯૬]

પણ જેઓએ કદાગ્રહી બનીને પૂર્વે ઉચકેલુ લોઢુ નહિ છોડયુ, તેઓ પશ્ચાતાપ પામી હમેશના દુખી રહ્યા [૯૭] માટે તેમની માફક હે રાજન્ ! તુ પણ આ ક્રમા ગત નાસ્તિક મતને નહિ મૂકતા પાછળથી સખત પશ્ચાતાપ કરતો મા [૯૮] આમ સાભળીને મિથ્યાત્વ છોડીને રાજાએ કેશીગુરૂની પાસે સમ્યક્ત્વ સાથે ગૃહસ્થ ધર્મ સ્વીકાર્યો [૯૯] હવે કેશી ગણધર કોમળ વાણીથી રાજાને કહેવા લાગ્યો કે, હે રાજન્ ! તુ પૂર્વે યથોચિત્ત દાન દેવાવડે રમ્ય થઈ પાછળથી તે બધ પાડીને અરમ્ય થજે મા

न्तरेगमाभृ-रम्यकस्तन्निषेधकरणेन । अस्माकं मतरायात्-प्रवचनखिसेति हेतोश्च ॥ १०१ ॥

एवमिति केशिगणधर-वाक्यं प्रतिपद्य परमविनयेन । पूर्वोदितमु-द्यावच-भाषणमुख्यं स्वमपराधं ॥ १०२ ॥ क्षमयित्वा च जगाम-स्वधामं मुदितः प्रदेशिभूपोथ । श्रीमत्केशिगणेशो-प्यन्यत्र विहारमाधत्त ॥ १०३ ॥ चित्रवरमन्त्रियुक्त-प्रदेशिभूपस्ततो निजं देशं । जिनराजसदनराजी-विराजितं कारयामास ॥ १०४ ॥ अन्यमपि जैनधर्मं प्रवर्त्तयामास बहुतरं लोकं । सामायिकपौषधमुख्य-धर्मकर्मणि सदा निरतः ॥ १०५ ॥ मन्यानो विषयसुख-विषमिव स मुमोच युवतिसंपर्क । दुर्वारमारविधुरा-दध्याविति सूर्यकांताथ ॥ १०६ ॥

भोगान् स्वयं न भजते-स्वायत्तामादधाति च नृपोयं । तत् सत्य-मिदं जज्ञे-न म्रियते त्यजति न च मां च ॥ १०७ ॥ तद्धन्मि भूप-

કેમકે એથી અમને અંતરાય દોષ લાગે, તથા શાસનની નિંદા થાય (૧૦૦-૧૦૧)

ત્યારે તે પ્રદેશી રાજા કેશી ગણધરના તે વાક્યને પરમ વિનયથી સ્વીકારીને પૂર્વે કરેલા આડા અવળા ભાષણ પ્રમુખ અપરાધ ખમાવી હર્ષિત થઇ ઘેર આવ્યો, અને કેશી ગણધર બીજા સ્થળે વિચરવા લાગ્યા (૧૦૨-૧૦૩) બા ચિત્રમંત્રિની સહાયથી પ્રદેશિ રાજાએ પોતાના દેશને જિન મંદિરોની શ્રેણિથી વિરાજિત કર્યો (૧૦૪) વળી સામાયિક, પૌસહ વગેરે ધર્મના કામમાં હમેશા વળગ્યો રહી, તે બીજા પણ ઘણા લોકોને જૈન ધર્મમાં પ્રવર્તાવવા લાગ્યો (૧૦૫) તે વિષય સુખને વિષ જેવું ગણીને સ્ત્રી સંગથી દૂર રહેતો, તેથી દુધર કામથી પીડિત બની સૂર્યકંતા નામે તેની રાણી મનમાં વિચારવા લાગી (૧૦ )

આ રાજા પોતે ભોગ ભોગવતો નથી, અને મને પોતાના વશમાં રાખે છે, માટે આ કહેવત ખરી પડે છે કે નહિ મરે, ને નહિ મૂકે [૧૦૭] માટે એને કોઇ

मेन–केनापि विषादिनाह्युपामेन । पुत्रं निवेश्य राज्ये–भोगान् भोक्ष्ये तत स्वेच्छ ॥ १०८ ॥ अपरेद्दि पौषधस्या–थ पारणे राजवारणस्यास्य । रसवंत्यां क्षिप्तवती–विषमविष सूर्यकाताथ ॥ १०९ ॥ तेन च नरेंद्रदेहे–सुदुस्सहा दाहवेदना जज्ञे । जज्ञौ च सूर्यकांता–विषमेतददादिति महीशः ॥ ११० ॥ बुध्वा स्वमरणसमर्मं–कृतपचाणुव्रतादिकोचार ।इत्यन्वशात् स्वमात्मन्–कुरुमैत्रीं सर्वसत्वेषु ॥ १११ ॥

मा कार्षीः क्वापि रुष–विशेषतोह्युपरि सूर्यकातायाः । कुर्वत्येत्यनया त्रोटि–दु'खदः स्नेहनिगडस्ते ॥ ११२ ॥ यदवश्यवेदनीय–नरकादिषु दुःखलक्षद कर्म । अत्रैव क्षिपयती–तत्तेयह्युपकारिणी जीव ॥ ११३ ॥ यदितु करिष्यस्यात्म–न्नस्या अप्युपरि कोपमभितस्ते । नून भविष्यति तदा–रेखा धुरया कृतघ्नेषु ॥ ११४ ॥ किंच भवेनन्तेस्मि न्ननतशो ना–

પણ વિષ વગેરે ઉપાયથી મારૂ તો પુત્રને રાજ્યપર બેસારી, પોતે પોતાની ઇચ્છા પ્રમાણે ભોજ વિલાસ કરી શકીશ (૧૦૮) હવે વળતે દિને પૌષધના પારણે તે મહારાજાની રસોઇમા સૂર્યકાંતાએ વિષમ વિષ ભેળ્યુ [ ૧૦૯ ] તેના યોગે રાજાના શરીરે નહિ ખમાય, એવી બળતરા થવા લાગી ત્યારે તેણે જાણ્યુ કે, સૂર્યકાંતાએ આ વિષ આપ્યુ છે [ ૧૧૦ ] હવે તેણે પોતાને મરવાનો અવસર આવેલો જાણી, અણુવ્રતોનો ફરીને ઉચ્ચાર કરી પોતાને સમજાવવા લાગ્યો કે હે આત્મન્ ! સર્વ સત્વોપર મૈત્રી કર (૧૧૧)

વળી તુ ક્યાઈ પણ રોષ મ કર અને સુખમતા ઉપર તો મુદ્દલે રોષ મ કર કેમકે આમ કરતા તેણીએ તને દુખ દેનાર સ્નેહની બેડી તોડી છે (૧૧૨) હે જીવ ! જે અવશ્ય વેદનીય કર્મ નરકાદિકમા લાખો દુખ દેનારૂ થઇ પડત તેને છહાંજ ખમાવી નખાવતી એ તારી ઉપકારક છે (૧૧૩) હે આત્મન્ ! જો એણીના ઉપર પણ કોપ કરીશ તો, તું કૃતઘ્નોનો ધોરી ગણાશ [ ૧૧૪ ] વળી આ અનત સસારમા નરકાદિકના ભવોમા હે જીવ ! તે અનતીવાર જે અતિશય કડવા દુખ સહેલા છે, તેની અપેક્ષાએ આ દુખ શી ગણત્રીમા છે ? એમ વિચારીને ધીરજ ધરી પોતાના કરેલા

रकादिषु भवेषु । रे जीव यानि दुःखा-न्यतीव कटुकानि सोढानि ॥ ११५ ॥ तदपेक्षया न किंचि-द्दुःखमिदं धीरिमाणमिति कृत्वा । सर्वं सहस्वयंकृत-कर्मविपाकं सुघोरमिमं ॥ ११६ ॥'

एवं समाधिनासौ-ध्यायन् परमेष्टिमंत्रमचलमनाः । श्रीमत्केशिगुरोः सत्-प्रसादमुज्वलगुणांश्च तथा ॥ ११७ ॥ मृत्वा सूर्याभाख्ये-सौधर्मत्रिदिवतिलकसंकाशे । सुविमाने संजातः-सूर्याभ इति प्रवरदेवः ॥ ११८ ॥ अनुभूय सुखं विपुलं-तत्र च पल्योपमानि चत्वारि । च्युत्वा महाविदेहे च लप्स्यते परमपदमौस्य ॥ ११९ ॥ एवं प्रदेशिनरपति-चरित्रमाकर्ण्य गौतमो मुदितः । अनमस्यद्भगवत-प्रभुरप्यन्यत्र विजहार ॥ १२० ॥

दृष्टांतं विशदं प्रदेशिनृपतेरित्येवमुच्चैरुभा—
कर्ण्याकर्ण्य सुकर्णकर्णयुगलपीयूषपोषप्रदं ।

---

કર્મના આ સઘળા ઘોર વિપાકને સહન કર (૧૧૫-૧૧૬)

આ રીતે સમાધિથી તે નિશ્ચળ મનથી પંચપરમેષ્ટિ મંત્ર તથા શ્રી કેશીગુરૂના ખરા પ્રસાદ તથા ઉજ્વળ ગુણોને ધ્યાતો થકો—મરીને સૌધર્મ દેવલોકના તિલક સમાન સૂર્યાભ નામના વિમાનમા સૂર્યાભ નામે મોટો દેવ થયો છે (૧૧૭-૧૧૮) ત્યા તે ચાર પલ્યોપમ સુધી વિપુળ સુખ ભોગવી, ત્યાંથી ચવીને મહા વિદેહમા મુક્તિ પામશે [૧૧૯] આ રીતે પ્રદેશી રાજાનુ ચરિત્ર સાભળી ગૌતમ રાજી થઈ પ્રભુને નમ્યા, અને પ્રભુ ત્યાર બાદ બીજા સ્થળે વિચરવા લાગ્યા (૧૨૦) આ રીતે પ્રદેશી રાજાનો ચોખરો દૃષ્ટાંત કે જે સમજુ માણસોના કાનને અમૃત સરખું પોષણ આપે છે, તે બે કાનોવડે બરોબર સાભળીને હે મોહથી આકુળ બનેલા જનો ! તમે કદાગ્રહને દૂર મેલીને ધર્મ વિચારમા

त्यक्त्वा दूरतरं कदाग्रहमहो मोहाकुलीनाजना—
माध्यस्थ्यं भजत प्रयत्नवशतो धर्मविचारे सदा ॥ १२१ ॥

## ॥ इति प्रदेशिमहाराजचरितं समाप्तं ॥

इति प्रपंचितः सप्तदशसु भेदेषु मध्यस्थ इति चतुर्दशो भेदः—संमत्यसंबद्ध इति पंचदश भेद निरूपयितुमाह.

## ( मूलं )

भावंतो अणवरयं-खणभंगुरयं समत्थवत्थूण ।
संबद्धोवि धणाइसु-वज्जइ पडियंधसंबंध ॥ ७४ ॥

### ( टीका )

भावयन् पर्यालोचयन् अनवरत प्रतिक्षण क्षणभगुरतां सततविन-

---

હમેશા પ્રયત્ન પૂર્વક મધ્યસ્થપણુ ધારણ કરો (૧૨૧)

આ રીતે પ્રદેશિ મહારાજાનુ ચરિત્ર છે

એ રીતે સત્તર ભેદોમા મધ્યસ્થરૂપ ચૌદમો ભેદ વર્ણવ્યો, હવે અસબદ્ધરૂપ પદરમા ભેદનુ નિરૂપણ કરે છે

### મૂળનો અર્થ

સમસ્ત વસ્તુઓ ક્ષણભંગુર છે, એમ નિરંતર ભાવતો થકો ધન વગેરેમા સબદ્ધ ( જોડાઇ રહેલો ) છતા, પણ પ્રતિબધ વર્જિત કરે (૭૪)

### ટીકાનો અર્થ.

ભાવતો થકો એટલે વિચારતો થકો અનવરત—પ્રતિક્ષણ, સમસ્ત વસ્તુ એટલે

भरतां समस्तवस्तूना तनुधनस्वजनयौवनजीवितप्रभृतिसर्वभावाना सम्बद्धोपि बाह्यवृत्त्या प्रतिपालन-वर्द्धनादिरूपया युक्तोपि धनादिषु धनस्वजनकरिहरिप्रभृतिषु वर्जयति न करोति प्रतिबधो मूर्छा तद्रूप सबधं सयोग, नरसुंदरनरेश्वरइव, यतो भावयत्येव भावश्रावकः—

चिता दुपय चउप्पय च-खित्त गिह धणधन्न च सव्वं ।
कम्मप्पवीओ अवसो पयाइ-भर भव सुदर पावग वा ॥ (इत्यादि)

नरसुंदरनरेश्वरकथा पुनरेव.

पयडिय उदया बहुविह-सत्ता वरकम्मगथवित्ति व्व ।.नवर वध-विमुक्का-अत्थि पुरी तामलित्ती ह ॥ १ ॥ सम्म परिणयजिणसमय—अमयरसे हणिय विसयविसपसरो । गिहिवाससिढिलचित्तो-राया नरसुदरो तत्थ ॥ २ ॥ निरुवमलवणिमरूवा-वधुमई नाम आसि से भइणी ।

---

તન, ધન, સ્વજન, યૌવન, જીવિત વગેરે સર્વ ભાવોની ક્ષણભંગુરતા એટલે નિરંતર વિનશ્વરતા તેને વિચારતો થકો બાહેરથી પ્રતિપાલન વર્દ્ધન વગેરે કરતો રહી સબદ્ધ એટલે જોડાયો છતાં, પણ ધન, સ્વજન, હાથી, ઘોડા વગેરેમા પ્રતિબધ એટલે મૂર્છા તેરૂપ સબધ નહિ કરે, નરસુદર રાજાની માફક, જે માટે ભાવ શ્રાવક હોય, તે આ રીતે વિચારે છે

દ્વિપદ, ચતુષ્પદ, ક્ષેત્ર, ગૃહ, ધન, ધાન્ય, એ સઘળુ છોડીને કર્મના બીજ સાથે પરવશ થએલો જીવ સારા કે નરસા ભવમા ભટકતો રહે છે

નરસુદર રાજાની કથા આ રીતે છે

ઉદય, સત્તા અને બધવાળી કર્મ ગ્રથની વૃત્તિની માફક પ્રકટિત ઉદયવાળી [ આબાદ ] બહુ વિધ સત્વવાળી ( અનેક પ્રકારના પ્રાણિઓવાળી ) છતા બધ વ રહિત તામ્રલિપ્તી નામે નગરી હતી ( ૧ ) ત્યા સમ્યક્ રીતે પરણેલા જિન સમયરૂપ અમૃત રસથી વિષયરૂપ વિષના જોરને હણનાર અને ઘરવાસમા શિથિળ મનવાળો નરસુદર નામે રાજા હતો ( ૨ ) તેની ભારે લાવણ્ય અને રૂપવાળી બધુમતિ નામે બ્હેન હતી, તે

त्यक्त्वा दूरतर कदाग्रहमलो मोहाकुलीनाजना—
माध्यस्थ्य् भजत प्रयत्नवशतो धर्मविचारे सदा ॥ १२१ ॥

## ॥ इति प्रदेशिमहाराजचरितं समाप्तं ॥

इति मपचित' सप्तदशसु भेदेषु मध्यस्थ इति चतुर्दशो भेदः—संप्रत्यसबद्ध इति मचदश भेद निरूपयितुमाह॰

## ( मूलं )

भावतो अणवरयं-खणभगुरय समत्थवत्थूणं ।
सबद्धोवि घणाइसु-वज्जइ पडिबधसबध ॥ ७४ ॥

( टीका )

भावयन् पर्यालोचयन् अनवरत मतिक्षण क्षणभगुरतां सततविन-

---

હમેશા પ્રયત્ન પૂર્વક મધ્યસ્થપણુ ધારણ કરો ( ૧૨૧ )

આ રીતે પ્રદેશિ મહારાજાનુ ચરિત્ર છે

એ રીતે સત્તરે ભેદોમા મધ્યસ્થરૂપ ચાદમો ભેદ વણ યો, હવે અસ બદ્ધરૂપ પદ રમા ભેદનુ નિરૂપણ કરે છે

મૂળનો અર્થ

સમસ્ત વસ્તુઓ ક્ષણભગુર છે, એમ નિરતર ભાવતો થકો ધન વગેરેમા સબદ્ધ ( જોડાઇ રહેલો ) છતા, પણ પ્રતિબધ વર્જિત કરે ( ૭૪ )

ટીકાનો અર્થ.

ભાવતો થકો એટલે વિચારતો થકો અનવરત—પ્રતિક્ષણ, સમસ્ત વસ્તુ એટલે

श्वरता समस्तवस्तूना तनुधनस्वजनयौवनजीवितप्रभृतिसर्वभावाना सवद्धोपि बाह्यवृत्त्या प्रतिपालन-वर्द्धनादिरूपया युक्तोपि धनादिषु धनस्वजनकरि-हरिप्रभृतिषु वर्जयति न करोति प्रतिवधो मूर्छा तद्रूप सवधं सयोग, नरसुदरनरेश्वरइव, यतो भावयत्येवं भावश्रावकः—

चित्ता दुपय चउप्पय च-खित्तं गिह धणधन्न च सव्वं ।
कम्मप्पवीओ अवसो पयाई-भर भव सुदर पावग वा ॥ (इत्यादि)

नरसुदरनरेश्वरकथा पुनरेव.

पयडिय उदया बहुविह-सत्ता वरकम्मगथवित्ति व्व ।.नवर बध-विमुक्का-अत्थि पुरी तामलित्ती ह ॥ १ ॥ सम्म परिणयजिणसमय—अमयरसे हणिय विसयविसपसरो । गिहिवाससिढिलचित्तो-राया नर-सुदरो तत्थ ॥ २ ॥ निरुवमलवणिमरूवा-बधुमई नाम आसि से भइणी ।

---

તન, ધન, સ્વજન યૌવન, જીવિત વગેરે સર્વ ભાવોની ક્ષણભગુરતા એટલે નિરંતર વિ-નશ્વતા તેને વિચારતો થકો બાહેરથી પ્રતિપાલન વર્દ્ધન વગેરે કરતો સ્ત્રી સબદ્ધ એટલે જોડાયો છતાં,પણ ધન, સ્વજન, હાથી, ઘોડા વગેરેમા પ્રતિબધ એટલે મૂર્છા તેરૂપ સબધ નહિ રાખે, નરસુદર રાજાની માફક, જે માટે ભાવ શ્રાવક હોય, તે આ રીતે વિચારે છે

દ્વિપ , ચતુષ્પદ, ક્ષેત્ર, ગૃહ, ધન, ધાન્ય, એ સઘળુ છોડીને કર્મના બીજ સાથે પરવશ થએલો જીવ સારા કે, નરસા ભવમા ભટકતો રહે છે

નરસુદર રાજાની કથા આ રીતે છે

ઉદય, સત્તા અને બધવાળી કર્મ ગ્રથની વૃત્તિની માફક પ્રકટિત ઉદયવાળી [ આબાદ ] બહુ વિધ સત્વવાળી ( અનેક પ્રકારના પ્રાણિઓવાળી ) છતા બધ રહિત તામ્રલિપ્તી નામે નગરી હતી ( ૧ ) ત્યાં સમ્યક્ રીતે પરણેલા જિન સમયરૂપ અમૃત રસથી વિષયરૂપ વિષના જોરને હણનાર, અને ઘરવાસમા શિથિલ મનવાળો નરસુદર નામે રાજા હતો ( ૨ ) તેની ભારે લાવણ્ય અને રૂપવાળી બધુમતિ નામે બ્હેન હતી, તે

उज्जेणि सामिणा सा-अवंति नाहेण परिणीया ॥ ३ ॥

सो तीए अणुरत्तो—आसत्तो मज्जपाणवसणंमि । जूयंमि अइप्पसत्तो—मत्तो वोलेइ बहुकालं ॥ ४ ॥ तंमि निरामि पमत्ते—रज्जे रट्ठे विसीयमाणंमि । रज्जपहाणनरेहिं—सचिवेहिं य मंतिउं सम्मं ॥ ५ ॥ पुत्तं ठवेवि रज्जे—मज्ज पाइत्तु निसि पसुत्तो सो । देवीइ समं नियमाणुसेहिं उज्झाविओ रन्ने ॥ ६ ॥ चेलचले य बद्धो—लेहो णागमणसूयगो तस्स । अह गोसे पडिबुद्धो—जा दिसिचक्कं नियइ राया ॥ ७ ॥ हरिहरिणरुद्दसद्दूल—संकुलं सव्वओवि ता रन्नं । तं लेहं च निरिक्खिय—सविसाओ भणइ इय दइयं ॥ ८ ॥

ओ पिच्छ पिच्छ पावाण—ताण सामंतमंतिपमुहाण । तहतहउवयरियाण-वियरियगुरुदाण माणाण ॥ ९ ॥ निच्चं गुरगुरुतरबहु-पसाय-

---

ઉજ્જેણીના રાજા અવંતિનાથના સાથે પરણી હતી [ ૩ ]

તે તેમા અનુરક્ત હતો મદ્યપાનમા પણ આસક્ત હતો અને જુગારમા પણ ફ઼સેલો હતો, એમ છકેલ રહી તેણે ઘણો કાળ પસાર કર્યો [ ૪ ] આ રીતે તે રાજા છાકટ થઇ પડતાં રાજ્ય ધૂળધાણી થવા લાગ્યુ, તે જોઇ રાજ્યના મોટા માણસો તથા મંત્રિઓએ બરોબર સલાહ કરી પુત્રને ગાદીપર બેસારી દારૂ પીને સૂતેલા તે રાજાને રાણીની સાથે પોતાના માણસો મારફત ઉચકાવીને અરણ્યમા છોડયો [ ૫-૬ ] અને તેના છેડાચળમા ફરીને ત્યા નહિ આવવાનુ સૂચન કરનાર લેખ બાધ્યો હવે પ્રભાતે ઉઠીને જેવો દિશાઓ જોવા લાગ્યો, કે તે બધી બાજુએ સિંહ, હરણ, અને ભયંકર વાઘથી ભરેલુ અરણ્ય જોયુ, તથા તે લેખ જોયો એટલે રાજા દિલગીર થઇને રાણીને આ રીતે કહેવા લાગ્યો ( ૭-૮ )

હે સુતનુ ! આપણે તેમને, રાજી રાખતા, ભારે દાનમાન દેતા, હમેશ મોટી મોટી મહેરબાનીઓથી નવાજી નાખતા, અપરાધમા પણ જેમના તરફથી મીઠી નજરે જોતા, તેમનુ ગુહ્ય ગોપવતા, તથા શક પડતા કામોમા જેમની સલાહ લેતા, તે લુચ્ચા, સામંત,

पावियपसिद्धिरिद्धीण । अजराहपएवि सया-सिणिद्धदिट्ठीइ दिट्ठाण ॥ १० ॥ अविभिन्नरहस्साण-ससइयत्थेसु पुच्छणिज्जाण । नियकुलकमाणुरूव-चिट्ठिय मेववििह सुयणु ॥ ११ ॥ इय विरस जपतो-अविभाविय दुट्ठदिव्वपरिणामो । राया वधुमईए-सुजुत्तिजुत्त इय वुत्तो ॥ १२ ॥ किं चितिएण सामिय-विहलीकय सयल पुरिसयारस्स । अघडतघडण रुइणो-इयविहिणो विलसिए णिमिणा ? ॥ १३ ॥

लहु पहु चयसु विसाय-गच्छामो तामलित्तिनयरीए । नरसुदरनरनाह-पिच्छामो तत्थ सप्पणय ॥ १४ ॥ रन्ना पडिवन्न मिण-गंतु पयट्टाइ ताइं तो कमसो । पत्ताइ तामलित्ती-पुरीसमीवट्ठिउज्जाणे ॥ १५ ॥ अह वधुमई जपइ—इहेव चिट्ठेसु सामि खण मेग । तुह आगमण गतूण-भाउणो जाव साहेमि ॥ १६ ॥ कहकहवि होउ एव ति जपिए नरवरेण अह पत्ता । निविडपडिबधबधुर-बधवगेहमि वधुमई ॥ १७ ॥

---

અને મત્રિઓના આ કારસ્તાન જો ! આ રીને તે રાજા દૈનકોપ થએનો માન્યા વગર બકારો કરવા લાગ્યો, ત્યારે બધુમતીએ યુક્તિપૂર્વક આમ કહ્યુ ( ૯-૧૦-૧૧-૧૨ ]
હે સ્વામીન્! સકળ પુરુષાકારને વિફળ કરનાર, અને અઘટિત ઘટના ઘડવા ઇચ્છનાર ભુડા નસીબનુજ આ કામ છે, માટે તે બાબત ચિંતા કરવી ફોકટ છે [ ૧૩ ]

હે સ્વામી! તમે દિલગીર મ થાઓ, ચાલો આપણે તામ્રલિપ્તી નગરીમા જઈ નરસુદર રાજાને જઇ પ્રીતિથી ભેટીયે [ ૧૪ ] રાજાએ તે વાત કબુલ રાખી બાદ તેઓ ચાલતા ચાલતા અનુક્રમે તામ્રલિપ્તીના સમીપે રહેલા ઉદ્યાનમા આવી પહોચ્યા [ ૧૫ ]
હવે બધુમતી કહેવા લાગી કે, હે સ્વામીન્! તમે અહીંજ થોડી વાર બેસો કે, જેથી હુ જઇને મારા ભાઇને તમારૂ આગમન જણાવી આવુ [ ૧૬ ] જેમ તેમ કરીને રાજાએ હા પાડતા બધુમતી પોતાના તરફ ભારે મમતા બતાવતા ભાઇના ઘરે આવી પહોચી ( ૧૭ )

तत्थय महतसामत-विंदसेविज्जमाणपयजुयलो । पासद्दिठयपणत-रुणी-करघालियचामरुप्पीलो ॥ १८ ॥ जय जीव जीव इय सेवगेहि वुचतओ य पइवयण । सिंघासणोवविट्ठो-दिट्ठा नरसुदरो, तीए ॥ १९ ॥ तेणावि विम्हियमणसा-भगिणी अवितक्कियागया दट्ठु । उचियपडिवत्तिपुव्व-पुट्ठा सयलपि वुत्तत ॥ २० ॥ तो तीइवि सो कहिओ-उज्जाणे जाव चिट्ठइ निवु त्ति । सव्विड्ढीइ तओ सो-तय भिमुह पट्ठिओ झत्ति ॥ २१ ॥

सो पुण अवतिनाहो-अइगाढछुहाइ पीडिओ तइया । वालुकिभ-क्खणत्थ-एगमिय चिब्भिडीकच्छे ॥ २२ ॥ अवदारेण चोरु व्व-पवि-समाणो स कच्छयनरेण । ममपएसमि हओ-मुट्ठीए तहय लट्ठीए ॥ २३ ॥ निट्ठुरपहारविहुरो-पलायमाणो तओ इमो तुरिय । धरणी-वट्टे पडिओ-निचिट्ठो कट्ठघडिउ व्व ॥ २४ ॥ इत्तो नरसुदरनरवरोवि

---

ત્યા તેણીએ મોટા સામતોથી સેવાતો, પડખે રહેલી વારાગનાઓથી વીંઝાતો, અને સેવકોએ જયજયકારથી દરેક વાક્યે વધાવી લેવાતા આવતો સિંહાસનપર બેઠેલો નરસુદર જોયો [ ૧૮–૧૯ ] હવે તેણે પણ બેહેનને ઓચિતી આવેલી જોઇને વિસ્મય પામી ઉચિત સત્કાર કરીને તેનો બધો વૃત્તાન્ત પૂછ્યો ( ૨૦ ) ત્યારે તેણીએ તે કહ્યો, અને કહ્યું કે, રાજા ઉદ્યાનમા છે ત્યારે નરસુદર રાજા મોટા ઠાઠમાઠથી તેના સામે ઝટ રવાને થયો [ ૨૧ ]

આણીમેર અવતિનાથ અતિ આકરી ભૂખથી તે વેળા પીડાઇને ચીભડુ ખાવા માટે એક ચીભડાના વાડામા ચોરની માફક પાછલા દરવાજાથી પેઠો, એટલે તે વાડાના ધણીએ તેને મૂઠ અને લાઠીથી મર્મ પ્રદેશમા મારો ( ૨૨–૨૩ ) ત્યારે તે આકરા પ્રહારથી વિધુર થઇને ત્યાથી જલદી નાશતો થકો જમીનપર લાકડાના પૂતળાની માફક નિચેષ્ટ થઇ પડી ગયો [ ૨૪ ] આ બાજુ નરસુદર રાજા પણ પોતાના વિજય રથપર

नियविजयरहवरारूढो । भगिणीवइस्साभिमुहं—तंमि पएसंमि सपत्तो ॥ २५ ॥ नवर तरलतुरंगम-निद्दुरखुरखणियरेणुपूरेण । उग्घुरतिमिर-केत व्व-नहयलं तक्खणे जाय ॥ २६ ॥

सो दंसणविरहाओ-नरवररहतिक्खचक्कधाराए । तह निवाडियस्स कंठो-दुहा कओ वतिनाहस्स ॥ २७ ॥ अह पुव्वुज्जाणे-अवंतिनाह निवो अपिच्छतो । संभतो भइणीए-वुत्तंत मिमं कहावेइ ॥ २८ ॥ हा दिव्व दिव्व किमिय ति-सभमुब्भत तरलतारच्छी । बधुमई बंधुगिर-निसामिउं आगया तत्थ ॥ २९ ॥ तो अवलोयतीए-पणट्ठरयणं व निउणदिट्ठीए । कहकहमवि त मवत्थं-सपत्तो तीइ सो दिट्ठो ॥ ३० ॥ अह नाउ मय सपइ-गुरुमुग्गरचूरियव्व सा सहसा । पडिया अतुच्छमुच्छा-निमीलियच्छी महिवीढे ॥ ३१ ॥

पासट्ठियपरियणाविहिय-सिसिरउवयारलद्धचेयन्ना । परिमुक्कपिक्क-

ચડી બનેવીના સામે તે ઠેકાણે આવી પહોચ્યો [ ૨૫ ] પણ જલદ ઘોડાઓના આકરા ખુરેથી ઉડેલી ધુળના લીધે તે વખતે આકાશ જાણે ભારે અંધકારથી છવાયુ હોય, તેવો દેખાવ થઇ પડ્યો [ ૨૬ ]

ત્યારે કંઇ દેખાતુ ન હોવાથી રાજાના રથના પઇડાની તીખી ધારથી તે રીતે ત્યા પડેલા અવંતિનાથનુ ગળુ કપાઇ ધડથી છૂટુ થઇ ગયુ ( ૨૭ ) હવે નરસુંદર રાજાએ પૂર્વોક્ત ઉદ્યાનમા અવંતિનાથને નહિ જોઇને સભ્રાન્ત થઇ, તે વૃત્તાંત પોતાની બેહેનને કહી મોકલ્યુ [ ૨૮ ] ત્યારે હા દૈવ! હા દૈવ! આ શુ થયુ એમ વિચારી સંભ્રમથી આખો ફેરવતી બંધુમતી ભાઇની વાણી સાભળીને ત્યા આવીને ખોવાયેલુ રત્ન જોવાય, તેમ બારીક નજરથી જોવા લાગી, તો જેમ તેમ કરીને તે અવસ્થાને પામેલો પોતાનો પતિ તેણે જોયો પણ તે તેને મરેલો જોઇને જાણે મુદ્ગળથી હણાઇ હોય, તેમ ઝટ મૂર્છાથી આખો મીંચીને જમીનપર ઢળી પડી. ( ૨૯-૩૦-૩૧ )

તે પાસે રહેલા પરિજને ઠંડા ઉપચાર કર્યાથી ચેતના પામી, ત્યારે પોકે પાડીને

मुक-एव विलवेइ दीणमणा ॥ ३२ ॥ हा हिययदइय पिययम-गुण-निवहनिवास पणयरूयतोस । केण पाविदेठेण-एय मवत्थ तुम नीओ ? ॥ ३३ ॥ हा नाह तायसु मह-विओगवज्जासणीइ भिज्जत । हियय हिययसुहावह-कीस उविक्खेसि चिरकाल ? ॥ ३४ ॥ हय दिव्व किं न तुट्ठो-रज्जवहारेण देसचाएण । सुहिजणविओयणेण य-ज मयमावि ववसिओ पाव ॥ ३५ ॥ इच्चाइविलवमाणी—वारिज्जतीवि य सव्वनिवेण । सा नियपइणा सद्धिं—पडिया जालाउले जलणे ॥ ३६ ॥

अह निव्वेओरगओ—राया नरसुदरो विचिंतेइ । अविचिंतणीयरूवा—अहो अणिच्चा जयस्स ठिई ॥ ३७ ॥ जत्थ सुही विहु दुहिओ—निवोवि रोरो सुमित्त मवि सत्तू । सपत्ती वि विपत्ती—निमेसमित्तेण परिणमइ ॥ ३८ ॥ कह मइणा भइणीए—चिरकालाओ समागमो जाओ । कह मिणिहावि विओगो—धिरत्थु ससारवासस्स ॥ ३९ ॥

---

દિલગીર થઇ આ રીતે વિલાપ કરવા લાગી (૩૨) હે હૈયાના હાર નિયતમ ગુણ સમૂહના નિવાસ, નમેલાપર મેહેરબાની કરનાર ! કોણ પાપિષ્ટે તને આ અવસ્થાએ પહોંચાડયો છે ? હે નાથ ! વિયોગરૂપ વજ્રાગ્નિથી બળતા મારા હૃદયને સ્યાર હૃદયને સુખ દેનાર ! આટલો વિલબ કા કરે છે ? હે અભાગ્ય દૈવ ! તે રાજ્ય હર્યું દેશ છોડાવ્યો, હિતેચ્છુ જનોથી છૂટા પાડ્યા, છતાં તેટલે ધરાયો નહિ એટલે વળી હે પાપિષ્ટ ! તે આ કામ કર્યું (૩૩-૩૪-૩૫) આ રીતે વિલાપ કરતી થકી ભાઇએ વાર્યા છતાં પણ તે પોતાના પતિની સાથે બળતી અગ્નિમા કૂદી પડી (૩૬)

હવે નરસુંદર રાજા નિર્વેદ [ વૈરાગ્ય ] પામી ચિતવવા લાગ્યો કે જગતની સ્થિતિ કેવી અચિંત્ય અને અનિત્ય છે ? [ ૩૭ ] જે સુખી હોય તે ક્ષણ વારમા દુઃખી થઇ પડે છે રાજા રાંક બને છે, મિત્ર હોય તે શત્રુ બને છે અને સંપત્તિ વિપત્તિરૂપે પરિણમે છે (૩૮) શી રીતે હમણા ઘણા વખતે બ્હેન સાથે સમાગમ થયો, અને શી રીતે પાછો હમણાજ વિયોગ થઇ પડ્યો ? માટે સંસાર વાસને ધિક્કાર થાઓ [ ૩૯ ]

अविय

जे खलु तिहुयणजणपलय-ताणकरणक्खमा जिणवरिंदा । सयय अणिच्चयाए-उररीकीरंति तेवि हहा ! ॥ ४० ॥ रणसवडमुहउब्भड-भिडतरिउसुहडचक्कअक्कमणे । जे पहुणो तेवि खणेण-चक्किणोजंति हा निहण ॥ ४१ ॥ जे गुरुभुयवल वलभद्द-सगया दलियदक्खपडिवक्खा। तेविहु हरिणो हरिणु व्व-हरेह हाहा कयंतहरी ॥ ४२ ॥ मन्ने करिकन्न सुरिंद-चावतडिचावलेण निम्मविय । इत्थ चत्थु समत्थ-तेण खण दिट्ठनट्ठ त्ति ॥ ४३ ॥ एवंविहे य ज इह-खणमवि निवसंति मुणियपरमत्था । वीसत्था सगिहेसुं-अहह महाधिट्ठिमा तेसिं ! ॥ ४४ ॥ इय सो विरत्त-चित्तो-सवद्धोविहु धणाइसु कइंवि । भावेण अपडिबद्धो-गेहंमि गमेइ कइवि दिणे ॥ ४५ ॥

कालेण नंदणे रज्ज-भारधरणुध्धुरे ठविय रज्ज । सिरिसेणगुरु-

---

વળી,

તીર્થંકરો કે જે ખરેખર ત્રણ ભુવનના લોકોને પ્રલયથી બચાવવા સમર્થ હોય છે, તેઓને પણ અનિત્યતા ગળી જાય છે અફસોસ ! અફસોસ ! [ ૪૦ ]

રણમાં સામે થઇ ઉભેલા ઉદ્ભટ, લડતા દુશ્મન સુભટોના ચક્રને હરાવવા સમર્થ ચક્રવર્તિઓ પણ ક્ષણવારમાં મરણ પામે છે [ ૪૧ ] વળી ભારે ભુજબળવાળા બળદેવની સાથે જોડાયા રહી ચાલાક પ્રતિપક્ષીને ચૂરે છે, એવા હરી ( વાસુદેવો )ને પણ કૃતાંતરૂપ હરી ( સીંહ ) હરણની માફક હરી જાય છે ( ૪૨ ) મને એમ લાગે છે કે, હાથીના કાન, ઇંદ્ર ધનુષ્ય, અને વીજળીની ચપળતાવડે કરીને આ બધી વસ્તુઓ બનાવવામાં આવી છે, તેથીજ તે ક્ષણ દ્રષ્ટનષ્ટ છે [ ૪૩ ] એવા સંસારમાં જેઓ પરમાર્થ જાણીને પણ વિશ્વસ્ત [ ભોળા ] થઇ, પોતાના ઘરોમાં ક્ષણમાત્ર પણ રહે છે, તેમની કેવી મોટી ધીઠાઇ ગણાય ? ( ૪૪ ) આ રીતે તે વિરક્ત બની ધનાદિકમાં સબદ્ધ રહેતો છતાં ભાવથી અપ્રતિબદ્ધ રહી ઘેર રહી કેટલાક દિવસ પસાર કરતો હવો [ ૪૫ ]

समीवे-दिक्ख गिण्हइ महीनाहो ॥ ४६ ॥ वत्थाइसु गामाइसु-समया
सु कोहमाणमाईसु । दव्वे खित्ते काले-भावे परिमुक्कपडिबंधो ॥ ४७
काऊण अणसण सासणं मणे जिणवराण धारंतो । देहेवि अपडिबद्धो
परिउ गेवे सुरो जाओ ॥ ४८ ॥ तत्तोय उत्तरुत्तर-सुरनरसिरि मणु
हविउ कइवि भवे । पव्वज्ज पडिवज्जिय-सो सपत्तो पय परम ॥ ४९

श्रुत्वेवं नरसुंदरस्यचरितं हेतोर्गरीयस्तरात्
कस्मादप्यनलभविष्णुमनसो दीक्षागृहीतुंद्रुतं ।
सबद्धाअपि गेहदेहविषयद्रव्यादिषुद्रव्यतो—
भावेन प्रतिबंधबुद्धिमसमां मैतेपुभव्याः कृत ॥ ५० ॥

## ॥ इति नरसुंदरकथा ॥

इत्युक्तः सप्तदशसु भेदेष्वसंबद्ध इति पंचदशोभेद' सप्रतिपरार्थकामोप
भोगीति षोडशभेदमभिधित्सुराह—

---

તેણે અવસરે રાજ્યનો ભાર ઉપાડવાને સમય થએલા પુત્રને રાજ્ય સોંપીને શ્રી
ષેણ ગુરૂની પાસે દીક્ષા લીધી હતી. ( ૪૬ ) હવે તે દ્રવ્યથી વસ્ત્રાદિકમાં, ક્ષેત્રથી
ગ્રામાદિકમાં, કાળથી સમયાદિકમાં, ભાવથી ક્રોધ માન, માયા, લોભમાં પ્રતિબંધ છોડી અ
ણસણ કરી જિન શાસનને મનમાં ધારતો થકો શરીરમાં પણ અપ્રતિબદ્ધ રહી મરીને ગ્રૈવેય
કેવના થયો ( ૪૭-૪૮ ) ત્યાંથી ઉત્તરોત્તર કેટલાક ભવ સુધી સુરનરની લક્ષ્મી અનુભવી
પ્રવ્રજ્યા લઈ તે પરમપદ પામ્યો [ ૪૯ ] આ રીતે નરસુંદરનું ચરિત્ર સાંભળીને હે
ભવ્યો ! જો તમે કોઇ ભારે કારણના યોગે જલદી દીક્ષા લેવા સમર્થ નહિ થઇ શકો, તો
દ્રવ્યથી દેહ, ગેહ, વિષય તથા દ્રવ્યાદિકમાં સબદ્ધ રહ્યા છતાં, પણ તેઓમાં ભાવે કરીને
ભારે પ્રતિબંધ નહિ કરો [ ૫૦ ]

### આ રીતે નરસુંદરની કથા છે.

આ રીતે સત્તર ભેદોમાં અસંબદ્ધરૂપ પંદરમો ભેદ કહ્યો, હવે પરાર્થ કામોપભોગિ
રૂપ સોળમો ભેદ કહેવાને કહે છે —

# [ मूलं ]

ससारविरत्तमणो—भोगुवभोगो न तित्तिहेउत्ति।
नाउं पराणुरोहा—पवत्तए कामभोएसु ॥ ७५ ॥

( टीका )

ससारोनेकदुःखाश्रयोऽयं -यतः

दुःख स्त्रीकुक्षिमध्ये प्रथममिहभवेद्गर्भवासे नराणा–
बालत्वेचापि दुःखं मललुलिततनुस्त्रीपयःपानमिश्र,
तारुण्येचापि दुःख भवतिविरहज वृद्धभावोप्यसारः–
संसारेरेमनुष्या वदत यदिसुख स्वल्पमप्यस्ति किंचिद् ( इति )

तस्माद्विरक्तमनाः,

## મૂળનો અર્થ.

સસારથી વિરકત મન રાખી ભોગોપભોગથી તૃપ્તિ થતી નથી, એમ જાણી કામ ભોગમાં પરની અનુવૃત્તિથી પ્રવર્ત્તે (૭૫)

## ટીકાનો અર્થ.

આ સસાર અનેક દુખોનો આશ્રય છે, જે માટે ઇંહા પહેલુ દુખ ગર્ભાવાસમા સ્રીની કૂખમા રહેવુ હોય છે પછી બાળપણમા મેના શરીરવાળી માતાના ધાવણનુ દૂધ પીવા વગેરેનુ દુખ રહે છે બાદ યૌવનમા વિરહજનિત દુખ રહે છે, અને બુઢ્ઢાપણુ તો અસારજ છે, માટે હે મનુષ્યો ! સસારમા જો કઇ થોડુ પણ સુખ હોય, તો કહી બતાવો માટે તે સસારથી વિરક્ત મન રાખે છે

अमी भोगोपभोगाः

सइ भुज्जइ त्ति भोगो–सो पुण आहारपुप्फमाईओ ।
उवभोगो य पुणो पुण–उवभुज्जइ भवणविलयाइ ॥

इत्येवमागमप्रतीतास्ते न तृप्तिहेतवो भवंति प्राणिनामिति ज्ञात्वा-वधार्य परानुरोधादन्यजनदाक्षिण्यादिना प्रवर्त्तते कामेषु शब्दरूपेषु—भोगेषु गंधरसस्पर्शेषु भावश्रावकः, पृथिवीचंद्रनरेंद्रवत्

तच्चरितं पुनरिदं

अत्थिह पुरी अउज्झा–उज्झायसएहिं भूसिया सयय । नयवंतपढमलीहो–नरनाहो तत्थ हरिसीहो ॥ १ ॥ नयण विलास विणिज्जिय–पउमा पउमावई पिया तस्स । पुत्तो पुहईचंदो–चंदुज्जलभूरिजसपसरो ॥ २ ॥ सो मुणिदसणवससरिय—पुव्वभवविहिय चारुचारित्तो । उग्गविसभोगीभोगव्व–कामभोगे चयइ दूरं ॥ ३ ॥ न कुणइउब्भडवेस–

---

તથા ભોગોપભોગ તે એ કે, જે એક વાર ભોગવાય તે ભોગ જેમકે આહાર, ફુલ વગેરે અને વારંવાર ભોગવાય તે ઉપભોગ, જેમકે ઘર, શય્યા વગેરે આ રીતે આગમમાં જણાવેલા ભોગોપભોગ પ્રાણિઓને તૃપ્તિના હેતુ નથી એમ સમજી કરીને પરના અનુરોધે એટલે કે ગંધ—રસ—સ્પર્શ તેમાં ભાવ શ્રાવક પ્રવર્ત્તે પૃથ્વીચંદ્ર રાજાની માફક

પૃથ્વીચંદ્રનું ચરિત્ર આ છે—

અહીં સેંકડો ઉપાધ્યાયો [ પંડિતો ]થી નિરંતર ભૂષિત અયોધ્યા નામે નગરી હતી ત્યાં ન્યાયવંતોમાં પહેલો ગણાતો હરીસિંહ નામે રાજા હતો ( ૧ )

તેના નેત્રના વિલાસથી પદ્મને જીતનારી પદ્માવતી નામે રાણી હતી, અને ચંદ્રના સમાન ઉજળા યશવાળો પૃથ્વીચંદ્ર નામે પુત્ર હતો ( ૨ ) તે એક વેળા મુનિને જોઇ જાતિ સ્મરણ પામ્યો એટલે તેને પૂર્વ ભવમાં પાળેલું નિર્મળ ચારિત્ર યાદ આવ્યું તેથી તે આકરા વિષવાળા સર્પના શરીરની માફક કામ ભોગને દૂરથી તજતો [ ૩ ] તે ઉદ્ભટ

सिंगार गिर न जपइ कयावि । मित्तेहिंवि नवि कील्इ-न दमइ दुद्दम करितुरगे ॥ ४ ॥ मायपिइभत्तिजुत्तो मुणिपयभत्तो जिणच्चणुज्जुत्तो । परमत्थसत्थनिवह-चिंततो चिट्ठइ सयावि ॥ ५ ॥ तयणु विचिंतइ राया-कह नाम इमो नरिंदसुयजुग्गे । भोगोवभोगमग्गे -लग्गिस्सइ मयण समरूवो ? ॥ ६ ॥

नवजुव्वणपारभे -सलहिज्जइ निवसुयाण जियलोए । सिंगारहार-चरिय -रिउविजये उज्जमो धणिय ॥ ७ ॥ एस पुण मुनिवरो इव— सत्थविचितणपरो पसन्नमणो । होही गमो उज्झियपरक्कमो दुव्विणीयाण ॥ ८ ॥ ता जुत्त मिण सपइ- करेमि कलत्तसगह एय । सयमेव तव्व-सगओ- काही सव्वपि, ज भणिय ॥ ९ ॥ ता छेओ ता माणी- ता धम्मी ताव उज्जुओ सोमो । जाव नरनड्ड व्व नरो—न भामिओ दढ महेलाहि ॥ १० ॥ इय चिंतिय सप्पणय -परिणयणत्थं निवो भणइ

વા નહિ પહેરતો શૃગારવાળા વચનો કદાપિ નહિ બોલતો, મિત્રની સાથે પણ નહિ રમતો, અને દુ મ હાથી, ઘોડાને પણ નહિ દમતો [ દોડાવતો ] [ ૪ ] તે માબાપની ભક્તિ કરતો, મુનિના ચરણમા નમતો જિન પૂજનમા ઉદ્યુક્ત રહેતો, અને પરમાર્થના શાસ્ત્ર વિ ચારતો થકો હમેશ રહેતો [ ૫ ] બાદ રાજા વિચારમા પડ્યો કે, શી રીતે આ કામ દેવ સમાન રૂપવાળો કુમાર રાજપુત્રને યોગ્ય ભોગભોગમા વળગશે ? ( ૬ )

આ દુનિયામા રાજપુત્રોએ નવયૌવનની શરૂઆતમા ભોગવવા થકુ, અને દુશ્મનોને જીતવા માટે સખત ઉદ્યમ કરવો એ વખણાય છે [ ૭ ] પણ આ કુમાર તો મુનિવરની માફક શાસ્ત્રના ચિતનમા તત્પર થઇ શાત બની રહે છે માટે એ પરાક્રમથી રહિત થશે, તો એ નડખોરોથી જીતાઇ જશે [ ૮ ] માટે હવે એમ કરૂ કે, એને સ્ત્રીઓ પરણાવુ, એટલે પોતાની મેળે તેના વશમા પડી સઘળુ કરશે જે માટે કહેવાય છે કે—જ્યા સુધી છેક [ ચાલાક ] રહે છે, ત્યા સુધી માનવાળો, ધર્મી, સરળ, અને સૌમ્ય રહે છે, તેમજ જ્યા સુધી માણસો સ્ત્રીઓએ ધરના નટની માફક ભમાવેલો ન હોય [ ૯–૧૦ ] એમ ચિતવી

कुमरं । जणयाणुरोहओ त सो पडिवज्जइ अकामो वि ॥ ११ ॥

तयणु कुमरेण समग--महतसामतकुलपसूयाणं । अट्ठन्ह कन्नयाणं—पाणिग्गहण करावेइ ॥ १२ ॥ वज्जिरमगलतूरे -वीवाहमहूसवे पयट्टते । नच्चंतयंमि तरुणी–यणमि लोए पहिट्ठमणे ॥ १३ ॥ पुहईचंदकुमारो—निज्जियमारो विवेयगुणसारो । चिट्ठइ मज्झत्थमणो–अरत्तदुट्ठो जहा समणो ॥ १४ ॥ चिंतइ य अहह गहण -मोहमहाराय विलसिय एय । जेण जणोवि नडिज्जइ–अमुणिय तत्तो मुहा एसो ॥ १५ ॥ गीयं पलावपायं–देहपरिस्समकर फुड नट्ट । गुरुभारा लकारा—भोगुवभोगा किलेसकरा ॥ १६ ॥

जणयाण अहो मोहो–ज कइवयदिणकयंमि सवासे । खिज्जति मज्झ कज्जे–एव अइनिविडनेहेण ॥ १७ ॥ रभागब्भअसारे–इह ससारे खणंपि नहु जुत्त । रमिउं विन्नाय जिणिंद–समयतत्ताण सत्ताण ॥ १८ ॥

---

પ્રીતિથી રાજાએ કુમારને પરણવા માટે કહ્યુ ત્યારે તેણે ઇચ્છા નહિ છતા પણ બાપના અનુરોધથી તે વાત કબૂલ રાખી ( ૧૧ )

બાદ કુમારની સાથે સમકાળે મોટા સરદારોના વશમા જન્મેલી આઠ કન્યાઓ પરણાવી [ ૧૨ ] હવે વિવાહ મહોત્સવ મડાતા મગળ વાજા વાગવા લાગ્યા, તરૂણ સ્ત્રીઓ નાચવા લાગી લોકો હર્ષિત થવા લાગ્યા, તે પ્રસગે પૃથ્વીચદ્ર કુમાર કામને જીતી વિવેક ગુણ ધારણ કરી, મધ્યસ્થ મન રાખીને શ્રમણની માફક અરક્તદ્વિષ્ટ રહ્યો ( ૧૩–૧૪ ) તે ચિતવવા લાગ્યો કે, અહો ! મોહ મહારાજાનો આ કેવો વિલાસ છે, કે જેથી તત્વને જાણ્યા વિના આ લોકો ફોકટની પચાતમા પડે છે [ ૧૫ ] ( ખરૂં જોતા ) ગીત એ વિલાપ છે નૃત્ય એ શરીરને પરિશ્રમરૂપ છે, અલકારો ભાર રૂપે છે અને ભોગોપભોગ [ મોજમજા ] ક્લેશ કરનારા છે [ ૧૬ ]

ત્યાં માબાપનો મોહ જુવો, કે જે થોડા દિનથી સાથે વસેલા મુજના કામના માટે અતિ આકરા સ્નેહને લીધે આ રીતે હેરાન થાય છે [ ૧૭ ] કેળના ગર્ભ જેવા આ

अइनिविडो निव्वधो–अम्मापियराण इत्थ वत्थुमि । मह विरह खणमवि नहु–सहति गुरुनेहनडिया ते ॥ १९ ॥ पेमभरपरवसाओ–परिणीयाओ इमाउ वालाओ । मुच्चंतीओ सपइ–मोहाउ हवंति दुहियाओ ॥ २० ॥ मोहा अन्नोवि जणो–निंदइ म पव्वयंत मित्ताहे । तायाणुरोहओ ही–अहय कह सकडे पडिओ ॥ २१ ॥

किंपि न विणट्ठ अहवा–इण्हिपि इमाउ जइ विवाहेमि । लहु-कम्मयाइ दिक्ख–क्यावि सव्वाउ गिण्हति ॥ २२ ॥ जइ पव्वयामि अहय–पियरो पडिवोहिउ जिणमयमि । तो सव्वेसि मिमेसिं–उवयरिय हुज्ज निच्छयओ ॥ २३ ॥ इय चिंतिय निव्वत्तिय- दिणकरणिज्जो पियाहि सह कुमरो । रइगेहगओ उचिय–ट्ठाणासीणो भणइ एव ॥ २४ ॥

इह भोगा विसमिव मुह–महुरा परिणामदारुणविवागा । सिवनय-रमहागोउर–निविडकमाडोवमा भोगा ॥ २५ ॥ भोगा सुतिक्खरुद्दुक्ख–

અસાર સંસારમા જિન સિદ્ધાતના તત્વને જાણનાર જીવોને ક્ષણ વાર પણ રમવુ યુક્ત નથી. ( ૧૮ ) છતા આ બાબતમા મારા માબાપનો અતિનિબિડ આગ્રહ છે, અને તેઓને મારાપર એટલો ભારે સ્નેહ છે કે, તેઓ ક્ષણ વાર પણ મારો વિરહ સહી શકે તેમ નથી [ ૧૯ ] વળી પ્રેમથી પરવશ બનેલી આ બાળાઓને પરણીને હમણા મુકી દેતા તેઓ મોહને લીધે દુખી થાય, તેમજ હમણા પ્રવ્રજ્યા લઉ તો, મોહને લીધે બીજા જનો પણ મને નિદે માટે બાપના અનુરોધથી જુવો હુ કેવા સકટમા પડ્યો છુ ? [ ૨૦-૨૧ ]

અથવા કઇ બગડ્યુ નથી, કેમકે હમણા જો એમને પરબોધીશ તો, વખતે લઘુ-કર્મપણાથી સર્વે દીક્ષા પણ લેશે ( ૨૨ ) વળી જો માબાપને જિનમતમા પ્રતિબોધીને હુ પ્રવ્રજ્યા લઉ તો, એ બધાનો નિશ્ચયથી બદલો વળી રહે [ ૨૩ ] એમ ચિતવીને દિવસના કામ પતવી સ્ત્રીઓની સાથે રતિ ગૃહમા ઉચિત સ્થાને બેસી, આ રીતે વાતચીત કરવા લાગ્યો [ ૨૪ ] આ સસારમા કામભોગ વિષના માફક મોઢામા મીઠા પણ પરિણામે દારુણ ફળ આપે છે, શિવનગરના દરવાજામા નિબિડ કમાડ સમાન છે, આકરા અને લાખ

लक्खदवहुयवहिंधणसमाणा । धम्मद्दुमउम्मूलण-समीरलहरीसमा भोगा ॥ २६ ॥

किंच,

,ज भुत्त पणाइभवे-जीवेणा हारभूसणाइय । एगत्थ पुंजिय त-अहरेइ धरद्धर धरणिं ॥ २७ ॥ पीयाइ जाइ सुमणो-रमाइ पाणा, पाणिणा पुव्विं। विज्जाति ता, नहु तत्तियाइ सलिलाइ जलहीसु ॥ २८ ॥ पुप्फाणि फलाणि तहा दलाणि भुत्ताणि पाणिणा पुव्वि । विज्जाति न तिहुयण तरुगणेसु किर वट्टमाणेसु ॥ २९ ॥

अविय

भुत्तूण सुइसुंदरे सुरवहूसदोहदेहाइए-भोए सायरपल्लमाण मणहे देवचणे जनरा । रज्जति रिथकलेवरेसु असुईपुन्नेसु रिट्ठोवमा-मन्ने ति-

દુખરૂપ દવાગ્નિને વધારવા ઇધન સમાન છે, અને ધર્મરૂપ ઝાડને ઉખેડવા માટે પવનના સપાટા સમાન છે [ ૨૫-૨૬ ]

વળી આ અનાદિ સસારમાં જીવે આહાર તથા અલકાર વગેરે જે વાપર્યા છે તે એક ઠેકાણે એકઠા કરવામા આવે તો, પર્વતો સહિત પૃથ્વીથી પણ વધી પડે ( ૨૭ ) વળી આ પ્રાણિએ પૂર્વભવમા જે મનગમતાં પાન પીધા છે, તે હમણા વિદ્યમાન હોય તો તેમના જેટલુ બધા સમુદ્રમા પાણી પણ નથી [ ૨૮ ] વળી પ્રાણિએ પૂર્વે પૂલ, ફળ તથા દળ, જે વાપર્યા છે, તેટલા હાલમા વર્તતા નણ જગતમા રહેલા ઝાડોમા પણ મળી શકે તેમ નથી ( ૨૯ )

વળી,

દેવપણામા શુચિ અને સુદર એવા દેવાગનાઓના શરીરાદિકના સાગરોપમ અને પલ્યોપમ લગી ઉત્તમ ભોગ ભોગવીને માણસો સ્ત્રીઓના અશુચિ પૂર્ણ કલેવર [ શરીર ]મા

चिकुग जियाण न चिरं भुत्तावि भोगा तओ ॥ ३० ॥ ता पडिबुज्झह बुज्झ-मा भोगपरव्वसमण काउं। दुत्तरअणोरभवजल-निहिंमि परिभमह दुक्खत्ता ॥ ३१ ॥ इय सोउ कुमरवयण-ताउ पबुद्धाउ निवइधूयाओ । विसयविरत्तमणाओ-कयजलीओ भणन्ति इमं ॥ ३२ ॥ सामिय अवितह मेय-जं तुमए जंपिय पर कहसु । को परिहरणोवाओ-विसयाण कहेइ तो कुमरो ॥ ३३ ॥

सुहगुरुगिराइ अकलंक-चरणआसेवण तओ ताओ । पभणंति सामि अम्हे-दिक्खाए लहु विसज्जेसु ॥ ३४ ॥ तुह घरिणीसद्देण-वय कयत्थाउ इत्थ जायाओ। सपइ पुण गिहवासे-न खणपि रइं लहेमु त्ति ॥ ३५ ॥ तुट्ठो भणइ कुमारो-जुत्त मिणं तुम्ह घर विवेयाणं। किंतु समाहिजुयाओ-गुरुआगमण पडिक्खेह ॥ ३६ ॥ समए वयमवि एवं-काहामो, ताउ त पवज्जति । परियणमुहाउ एयं-हरिसीहनिवेण विन्नायं

---

જે મોહિત થાય છે, તેથી હુ માનુ છુ કે, રિષ્ટના માફક ભોગો ભોગવેલા છતા પણ તૃપ્તિ કરતા નથી ( ૩૦ ) માટે તમે પ્રતિબોધ પામીને સમજો, અને ભોગમાં પરવશ મન રાખીને આ દુસ્તર અને અપાર એવા સસારસાગરમાં દુ ખી બનીને ભમો મા [ ૩૧ ] આ રીતે કુમારનુ વચન સાંભળીને તે રાજપુત્રીઓ પ્રતિબોધ પામીને વિષયથી વિરક્ત થઇ, અ જલિ જોડીને આ રીતે બોલી ( ૩૨ ) હે સ્વામીન્! તમે જે કહ્યુ તે ખરેખરૂં છે, પણ વિષયોને છાંડવાનો શો ઉપાય છે તે કહો ત્યારે કુમાર કહેવા લાગ્યો ( ૩૩ )

ઉપાય એ છે કે, સુગુરૂની વાણિથી અકલક ચારિત્ર પાળવુ ત્યારે તેઓ બોલી કે, હે સ્વામીન્! અમોને દીક્ષા લેવા જલદી રજા આપો [ ૩૪ ] અમે તમારી ઘરવાળી કહેવાઇ એટલાથી અમે અહીં કૃતાર્થ થએલી છીએ બાકી હવે ઘરવાસમાં તો એક ક્ષણ પણ રહેતા સુખ આવતુ નથી [ ૩૫ ] ત્યારે કુમાર ખુશી થઇને બોલ્યો કે, તમારા જેવી વિવેકવાળી સ્ત્રીઓને એમજ કરવુ યુક્ત છે છતા હાલ સમાધિમાં રહી ગુરૂના આવવાની વાટ જુઓ ( ૩૬ ) અવસરે અમે પણ એમજ કરશુ ત્યારે તે વાત તેમણે

॥ ३७ ॥ तो तेण चिंतिय मिण-वसीकओ नेव एस महिलाहिं। नवर इमिणा चरणुज्जुयाउ एयाउ विहियाओ ॥ ३८ ॥

तो ससिणेह पभणिय इम निउजेमि रज्जदडमि । ज तव्वाउल याए-वीसारइ धम्मरत्तपि ॥ ३९ ॥ इय निच्छिय तेणुत्तो-कुमरो वहुर-ज्जगहणविसयमि । पडिकूलिउ मचयतो-पिउवयण सो सुदक्खिन्नो ॥ ४० ॥ चिंतइ अहो विरुद्ध-रज्जग्गहणं नउज्जुयमईण । सागरगमण मणाण-हिमवताभिमुहगमण व ॥ ४१ ॥ निव्वधो पुण पिउणो-लक्खि-ज्जइ गुरतरो इहत्थमि । दुप्पडियारा गुरुणो-न लघियव्वा सयन्नेहिं ॥ ४२ ॥ सभाविज्जइ पच्छावि-पत्थणा एरिसा चिर इमस्स । धम्मा-यरियागमण-पडिक्खियव्व मएवि धुव ॥ ४३ ॥

---

[illegible] રાણી હવે પરિજનના મુખથી આ વાત હરીસિંહ રાજાએ જાણી ત્યારે તેણે વિચાર્યું કે આ કુમાર તો સ્ત્રીવશ નહિ થયો, પણ એણે તેમને ચારિત્ર લેવા તૈયાર બનાવી [ ૩૭-૩૮ ]

તેથી તેણે વિચાર્યું કે હવે એને પ્રેમપૂર્વક કહીને રાજ્ય ચલાવવાના કામમા રોકું, એટલે તેમા વ્યાકુળ થઈને એ ધર્મની વાતને પણ વીસરી જશે [ ૩૯ ] એમ નિશ્ચય કરીને તેણે કુમારને રાજ્ય લેવા માટે ઘણું ઘણું કહ્યું હવે તે પણ દાક્ષિણ્યતાવાળો હોવાથી બાપનું વચન ઉથાપી શક્યો નહિ ( ૪૦ )

તે ચિંતવવા લાગ્યો કે દરિયામાં જવા ઇચ્છનારને હિમવત્ પર્વત સામે જવું વિરુદ્ધ લાગે તેમ તપ કરવા તૈયાર થનારને રાજ્ય ચલાવવાનું કામ વિરુદ્ધજ છે પણ આ બાબતમા પિતાનો ભારે આગ્રહ દેખાય છે, તેમ વડીલ જનો દુ'પ્રતીકાર'હોવાથી સમજુ જનોએ તેમની આજ્ઞા ઉથાપવી નહિ જોઈએ વળી [ હાલ હું તાબે નહિ થાઉં તો ] પછી પણ એ એવીજ માગણી કરશે, તેમ મારે પણ ધર્માચાર્ય આવે ત્યા લગણ નક્કી રાહ જોવાની છે ( ૪૧-૪૨-૪૩ )

ता परमपीइपउण-पिउणो वयण करेमि अह मिणिं । इय चिंतिय पडिवज्जइ-कुमरो निरसासण सिरसा ॥ ४४ ॥ तो पुहइचदकुमर—असेससाभन मति सजुत्तो । अभिसिंचिय रज्जभरे-कयकिचो नरवई जाओ ॥ ४५ ॥ नरराया पुण तीए-रायसिरीए न रजिओ किंपि । कुणइ तहावि पवित्तिं-उचिय जणयाणुरोहेण ॥ ४६ ॥ रज्ज वसण निरहिय-निहिय गुत्ताउ सयलगुत्तीओ । घुट्ठो य अमाघाओ-सयले नियमडले तेण ॥ ४७ ॥ पाय अन्नोवि जणो-विहिओ जिणसासणमि अइभत्तो । सच्च च वयण मेय-जह राया तह पया होइ ॥ ४८ ॥

कइयावि सभासीणो-स वित्तिणा पभणिओ जहा देव । तुह दसण समीहइ—देसतरवासिओ सुधणो ॥ ४९ ॥ मुचसु इय निव भणिए-सो मुक्को वित्तिणा तओ सुधणो । नमिऊण मुहईनाह-उचिय-ठाणमि आसीणो ॥ ५० ॥ रन्ना भणिय भो सिट्ठि—कहसु कत्तो

માટે પરમ પ્રીતિથી હાન મારે બાપનુ વચન કરવુ જોઇએ, એમ ચિતવીને કુમાર બાપના હુકમને માથે ચઢાવતો હવો [ ૪૪ ] હવે પૃથ્વીચદ્ર કુમારને સઘળા સામત અને મત્રિઓ સાથે રાજા રાજ્યમા અભિષિક્ત કરી કૃતકૃત્ય થયો [ ૪૫ ] તે કુમાર રાજા તે રાજ્ય લક્ષ્મીથી લગારે રજિત નહિ થયો, તોપણ બાપના આગ્રહથી ઉચિત પ્રવૃત્તિ કરના લાગ્યો તેણે રાજ્યમાથી વ્યસનો દૂર કર્યાં, કેદખાના છૂટા કર્યાં, અને પોતાના સઘળા મડલમા અમારિપડહ વગડાવ્યો [ ૪૬-૪૭ ] તેણે પ્રાયે સઘળા લોકોને જિનશાસનમા અતિભક્ત કર્યા, જે માટે આ વાત ખરીજ છે કે, જેવો રાજા હોય તેવી પ્રજા થાય છે ( ૪૮ )

હવે તે એક વેળા સભામા બેઠો હતો, તેવામા દ્વારપાળે કહ્યુ કે, હે દેવ! દેશાતરવાસી કોઇ સુધન નામે પુરૂષ આપના દર્શન કરવા ઇચ્છે છે ( ૪૯ ) રાજાએ કહ્યુ કે, અદર મોકલાવ, ત્યારે તેણે સુધનને અદર મોકલાવ્યો, એટલે તે રાજાને નમી ઉચિત સ્થાને બેઠો [ ૫૦ ] રાજાએ કહ્યુ કે, હે શેઠ! બોલો, તમે ઇહા કયાથી આવ્યા છો,

समागओसि इह । भमिरेण महिं कत्थवि—किं दिट्ठं अच्छरीयं च ? ॥ ५१ ॥ सिट्ठीवि आह सामिय-गयपुरनगराउ आगओ म्हि अहं । भुवणजण विम्हयकर-अच्छरियं पुण इमं दिट्ठं ॥ ५२ ॥

तथाहि

आसिह गयपुरनयरे-बहुरयणो रयणसचओ सिट्ठी । भज्जा सुमंगलासे-पुत्तो गुणसायरो नाम ॥ ५३ ॥ अह रयणसचएण-पसरिय नवजुव्वणस्स तस्स कए । अट्ठन्ह नयरसिट्ठीण-अट्ठ धूयाउ वरियाओ ॥ ५४ ॥ अन्नदिणे उल्लोयण-ठिएण गुणसायरेण रायपहे । भिक्खत्थं पुरमज्झे-पविसंतो मुणिवरो दिट्ठो ॥ ५५ ॥ कत्थवि एरिसरूव-पुरावि मे पिच्छियंति चिंततो । परिपालिय चरणभर-पुव्वभवं संभरइ सो उ ॥ ५६ ॥ अइनिब्बंधेण तओ-वयगहणकए सुपुच्छए पिउणो । रुयमाणी दीणमणा-से जणणी भणइ तं एयं ॥ ५७ ॥

તેમ પૃથ્વીમા ભમતાં તમે કયા કંઈ આશ્ચર્યકારક દીઠું છે કે કેમ ? ( ૫૧ ) શેઠ બોલ્યો કે, હે સ્વામિન્ ! હું ગજપુર નગરથી અહીં આવેલો છું, અને તમામ જગતને વિસ્મય ઉપજાવનાર એક આશ્ચર્ય પણ દીઠું છે [ ૫૨ ]

તે આશ્ચર્ય આ રીતે છે

ગજપુર નગરમાં ઘણા રત્નોવાળો રત્નસંચય નામે શેઠ હતો. તેની સુમંગળા નામે ભાર્યા હતી અને ગુણસાગર નામે પુત્ર હતો [ ૫૩ ] હવે તે કુમાર નવયૌવન વય પામ્યો, ત્યારે તેના માટે રત્નસંચય શેઠે આઠ નગરશેઠોની આઠ દીકરીઓ માગી [ ૫૪ ] બાદ એક વેળા ગોખે બેઠેલા ગુણસાગરે રાજમાર્ગમાં ભિક્ષાર્થે નગરમાં પ્રવેશ કરતો એક મુનિ જોયો, ત્યારે તેણે ચિંતવવા માંડયું કે આવું રૂપ મેં પૂર્વે પણ ક્યાંક જોયેલું છે, એમ ચિંતવતાં તે પૂર્વે પાળેલા ચારિત્રવાળા પૂર્વ ભવને સંભારવા લાગ્યો ( ૫૫-૫૬ ) બાદ તે ભારે આગ્રહથી વ્રત લેવા માટે માબાપને પૂછવા લાગ્યો, ત્યારે દિલગીર થઈને રોતી થકી તેની મા આ રીતે કહેવા લાગી ( ૫૭ )

जइवि तुह वच्छ चित्त–खणपि न रइ गिहे कुणइ तहवि । नव परिणिय निय मुहदसणेण रजेसु णे हियय ॥ ५८ ॥ तयणु वयगहण विसए–तुहतराय न किंपि काहामो । इय जणणीए वयण–तहत्ति पडिवज्जए सोवि ॥ ५९ ॥ वेवाहिय सिट्ठीण–कहाविय रयणसचएण इम । परिणयणाणतर मेव–मह सुओ गिण्हिही दिक्ख ॥ ६० ॥ त सोउ ते बाउल–हियया मतति किंपि ता धूया । जपति किमिह ताया–कन्ना दिज्जति वारदुग ? ॥ ६१ ॥ सो चिय भत्ता ज सो–करिस्सए त वयपि काहामो । तेण च अपरिणीया–न करिस्सामो वरं अवरं ॥ ६२ ॥

इय सोउ पुत्ति वयण–ते सव्वे सिट्ठिणो पहिट्ठमणा । गुणसायरेण काराति–पाणिगहण नियसुयाण ॥ ६३ ॥ गिज्जत बहुधवले–वीवाहमहे पयट्टमाणमि । कयसयलजणक्खेवे–पुरओ नट्टमि वट्टते ॥ ६४ ॥ गुण-

---

હે વત્સ ! જો કે તારૂં ચિત્ત ક્ષણવાર પણ ઘરમાં રહેતાં રતિ પામતું નથી, તોપણ તું પરણીને તારૂં મુખ બતાવી અમારા હૃદયને રાજી કર ( ૫૮ ) એટલે ત્યાર બાદ વ્રત લેવામાં તને અમે કશો અટકાવ નહિ કરશું આ રીતે માતાએ કહ્યાથી તેણે તે વચન કબુલ રાખ્યું [ ૫૯ ] હવે રત્નસંચય શેઠે વેવાઈઓને કહેવરાવ્યું કે, પરણ્યા બાદ મારો પુત્ર તરત દીક્ષા લેનાર છે ( ૬૦ ) તે સાંભળી તેઓ ચિંતાતુર થઈ સલાહ કરવા લાગ્યા, તેવામાં તેમની પુત્રીઓ બોલી કે, હે પિતાઓ ! કન્યાઓ શું બે વાર અપાય કે ? [ ૬૧ ] માટે અમારે તો તેજ ભર્ત્તા છે, અને તે જે કરશે તે અમે કરશું, અગર જો તે અમને નહિ પરણશે તો, અમે બીજો વર કરનાર જ નથી ( ૬૨ )

એમ પુત્રીઓનું વચન સાંભળીને તે સર્વ શેઠીઆઓએ રાજી થઈ પોતાની પુત્રીઓને ગુણસાગર સાથે પરણાવી ( ૬૩.) હવે વીવાહ મહોત્સવ મંડાતાં અનેક ધવળ ગવાવા લાગ્યા, અને સઘળાના મનને હરનાર નૃત્ય થવા લાગ્યા, તેના અંદર ગુણસાગર કુમાર નાકપર આંખો લગાવી ઇંદ્રિય વિકાર રોકી એકાગ્ર મન ધરી ચિંતવવા લાગ્યો કે,

सायरोवि नासा—निहियच्छो रुद्धइंदियवियारो । चितइ एगग्गमणो—समणो होइ सुए अहय ॥ ६५ ॥ एव तव करिस्स—एव्व काह गुरुण विणयभर । इय सजमे जइस्स—इय झाइस्स सुहज्झाण ॥ ६६ ॥

ग्र० ७५००

इय चिंततो निहुय—सुमरतो पुव्वभवसुयरहस्स । उल्लसियसियज्झाणो—सपत्तो केवल नाण ॥ ६७ ॥ ताओवि नववहूओ—तह निच्चललोयण त मेगग्ग । पेहति पहिट्ठाओ—लज्जामउलितनयणाओ ॥ ६८ ॥ चिंतवि अहो धन्नो—उवसमलच्छीइ रजिओ धणिय । अम्हासु कह रज्जइ—सज्जो सावज्ज भरियासु ॥ ६९ ॥ वय मवि सुपुन्नपुन्ना—ज लद्धो एस सुगुणधणअड्ढो । सिवनयरसत्थवाहो—भवरन्नविलघणसमत्थो ॥ ७० ॥ एयाणुमग्गलग्गा—सम्म धम्म सुनिम्मल चरिउ । काहामो भूरिभवु—ब्भवाण दुक्खाण वुच्छेय ॥ ७१ ॥

---

શ્રમણ થયો હોત તો આ રીતે શ્રુત ભણત આ રીતે તપ કરત, આ રીતે ગુરૂનો વિનય કરત, આ રીતે સંયમમાં યત્ન કરત, અને આ રીતે શુભ ધ્યાન ધ્યાત. ( ૬૪-૬૫-૬૬ )

મૂળ ગ્ર ૭૫૦૦

આ રીતે તે શાંત થઇ ચિંતવતો અને પૂર્વ ભવે શીખેલા શ્રુતનું રહસ્ય ચિંતવતો થકો શુભધ્યાને ચડીને કેવળજ્ઞાન પામ્યો [ ૬૭ ] વળી તે નવી પરણેલી વહુઓ પણ તેને નિશ્ચળ આંખો ધરીને એકાગ્ર થએલો જોઇ હર્ષ પામી લાજથી આંખો મરડીને તેને જોવા લાગી ( ૬૮ ) તેઓ ચિંતવવા લાગી કે અહો! આ ભાગ્યવાન્ પુરૂષ ઉપશમ લક્ષ્મીમાં ખૂબ રંજિત થયો છે, તે દોષવાળી અમોમાં શી રીતે રક્ત થાય? ( ૬૯ ) અમે પણ પુણ્યવાળી છીએ કે, આનો સદ્ગુણરૂપ ધનવાળો શિવપુરનો સાર્થવાહ અને ભવસાગરનો પાર પમાડવા સમર્થ ભર્તાર પામી ( ૭૦ ) એના પાછળ લાગીને ધર્મને રૂડી રીતે પાળી ઘણા ભવના દુઃખોનો ઉચ્છેદ કરીશું ( ૭૧ )

एव विचिंतिरीओ–अणुमोयतीउ सुद्धभावाओ । पत्ताउ केवलसि-
रिं–खणेण ताओवि सव्वाओ ॥ ७२ ॥ तव्वेल चिय जयरव–विमिस्स-
पडुपडहसद्दभरियनह । घोसंतकन्नकुडल–सुरमंडल मागयं तत्थ ॥ ७३ ॥
पडिवन्नदव्वलिंग–त मुणिपवर नमेइ सुरसघो । केवलमहिम परमं–करेइ
हरिसंभ्रपंडिपुन्नो ॥ ७४ ॥ दट्ठूण त च चित्त—सुमगला रयणसंचओ
सिट्ठी । गुरुसवेगोवगओ—संपत्तो ह्नत्ति वरनाणं ॥ ७५ ॥ इय पिच्छिय
अच्छरिय—राया सिरिसेहरो सपरिवारो । पत्तो तहिंवि पणमिय—स मु-
णिपुरओ समासीणो ॥ ७६ ॥

अहयंपि पुव्वपेसिय–वरवाहणजाणपरियणो देव । इह आगतु
मणोविहु–पत्तो कोऊहलेण तहिं ॥ ७७ ॥ नियं चरिय कहणपुव्वं—
तेणुत्तो ह जहा तुम सुधण । उज्झाए गतुमणो—पत्तो पुण कोउगेण
इह ॥ ७८ ॥

तथाहि

दूरे पत्तो सत्थो–पुणरवि सुलह न पुरिस भुज्जं । इय चिंतावाउ

એમ ચિતવતી થકી, અને શુદ્ધ ભાવથી અનુમોદના કરતી થકી તે સર્વે પણ
તુરતજ કેવળ જ્ઞાન પામી (૭૨) ત્યારે તેજ વખતે ત્યા જયારવની સાથે પટહશબ્દથી
આકાશને ભરતુ, તથા ઝળ ઝળતા કર્ણ કુડળવાળુ સુરમડળ એકઠુ મળ્યુ [૭૩
તેમણે તેને લિંગ આપ્યુ તે મુનિવરને નમીને હર્ષિત થએલા દેવોએ કેવળ જ્ઞાનનો મહ
મહિમા કર્યો [૭૪] તે અચરજ જોઇને સુમગળા તથા રત્નસચય શેઠ ભારે સવેગ
પામી કેવળ જ્ઞાન પામ્યા, તથા એ આશ્ચર્ય જોઇને શ્રી શેખર રાજા સપરિવાર ત્યા આ
વીને મુનિને નમીને તેના આગળ બેઠો [૭૫-૭૬]

વળી હુ પોતે પણ યાનવાહન તથા પરિજનને આગળ રવાના કરી ઇહા આવવ
ઉતાવળો છતા, પણ કૌતુહળથી ત્યા ગયો (૭૭) ત્યા તેણે પોતાનુ ચરિત્ર મને કહ
સભળાવીને કહ્યુ કે, હે સુધન ! તુ અયોધ્યાએ જવા ઉતાવળો છતા કૌતુકથી ઇહા આવ્યો

रा–जयराया पिउचई पिया हुत्था । कुसुमाउहु त्ति नामेण–नदणो तुज्ज अह मासि ॥ ९५ ॥ सजमगुणेण तुब्भे विजयविमाणे सुरा समुप्पन्ना । अहय पुण सव्वट्ठे–संजोगा पुण इह जाओ ॥ ९६ ॥

तो मज्झउवरि गरुओ–नेहो तुम्हाण इय सुणताण । ताण जाय जाईसरण तह केवल नाण ॥ ९७ ॥ तेसिंपि कया महिमा–सुरवइणा भत्तिभारनमिरेण । जाओ परमाणंदो–नयरीए जणियजणचुज्जो ॥ ९८ ॥ अह सुधणसत्थवाहो–मुणीसर नमिय पुच्छए एव । तुम्ह गुणसायरस्स य–समाणगुणया कहमिवे सा ? ॥ ९९ ॥ साहइ तओ मुणिंदो–पुव्वभवे एस कुसुमकेउ त्ति । मह नदणो अहेसी–वय गहेसी मए सद्धिं ॥ १०० ॥ मम समसुचिन्नधम्मो–तणुइयकम्मो शुभूय सुरजम्मो । सो कुसुमकेउतियसो–सुदर गुणसायरो जाओ ॥ १०१ ॥

पुन्नं सुहाणुबध–समपरिणामेहि पुट्ट मम्हेहिं । समसुहपरपराए—

---

[ ૯૪ ] હે રાજા ! તું પૂર્વે ચપામા જયરાજા હતો અને પ્રિયમતી રાણી હતી અને હુ તારો કુસુમાયુધ નામે પુત્ર હતો હવે તમે સયમ પાળીને વિજય વિમાનમા દેવતા થયા, અને સર્વાર્થ સિદ્ધમા ઉપનો, અને ત્યાંથી સયોગ વશે ઇહા ઉપનો છુ [ ૯૫–૯૬ ]

તેથી કરીને મારા ઉપર તમારો અતિ સ્નેહ છે, એમ સાભળતા તેમને જાતિ સ્મરણ ઉત્પન્ન થઇને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયુ ( ૯૭ ) ત્યારે ભક્તિથી નમનારા ઇંદ્રે તેમનો પણ મહિમા કર્યા આ રીતે નગરીમાં લોકોને ચમકાવનાર પરમાનદ વર્તાઇ રહ્યો ( ૯૭–૯૮ ) હવે સુધર્મ સાથવાહ મુનીશ્વરને નમીને એમ પૂછવા લાગ્યો કે તમારી અને ગુણસાગરની આટલી બધી સમાન ગુણતા [ સરખાઇ ] કેમ લાગે છે ? [ ૯૯ ] ત્યારે મુનીંદ બોલ્યા કે, એ પૂર્વે કુસુમકેતુ નામે મારો પુત્ર હતો અને તે મારી સાથેજ પ્રવજિત થયો હતો ( ૧૦૦ ) તે મારા મુજબ ધર્મ આચરી કર્મ ઓછા કરી દેવભવ ભોગવીને તે કુસુમકેતુ દેવ હે સુદર ! આ ગુણસાગર થયો છે [ ૧૦૧ ]

આ રીતે સમ પરિણામથી અમે શુભાનુબધિ પુણ્ય બાંધેલુ, તે સરખુ સુખ

परिणय मेय तओ अम्ह ॥ १०२ ॥ एयाओवि वहूओ—णंतरभवभारियाउ दुन्हवि । कयसजमाउ णुत्तर—सुरेसु वसिऊण सुहजोगा ॥ १०३ ॥ जायाओ जायाओ—एव भवियव्वयानिओगेण । संपत्ताओ केवल–सिरिं च सामग्गिजोगेण ॥ १०४ ॥ इय सोउ पडिवुद्धो—सुधणोवि सुसावयत्त मणुपत्तो । अन्नोवि वहू लोगो—सुचरियचरणुज्जुओ जाओ ॥ १०५ ॥ हरिणा हरिसीहसुओ—ठविओ रज्जमि तयणु हरिसेणो । पुहईचदरिसीविहु—सुचिर विहरिय सिव पत्तो ॥ १०६ ॥

पृथ्वीचंद्रक्षितिपतिचरित सन्निशम्येति सम्यक्
तातभ्रातृस्वजनदयितामुख्यलोकोपरोधात् ।
दीक्षादानप्रगुणमतयो गेहवासेपि सतो—
भव्यालोकास्त्यजत सतत कामभोगेषु सक्ति ॥ १०७ ॥

## ॥ इति पृथ्वीचंद्रनरेंद्रचरितं ॥

[ छ ]

પરપરાથી અમને હમણા ફળ્યુ છે [ ૧૦૨ ] આ વહુએ પણ આગના ભવની સ્ત્રીઓ છે, તેઓ સયમ પાળી અણુત્તર વિમાનમા વસીને પુણ્ય યોગે અમારી સ્ત્રીઓ થઇ ભવિતવ્યતાના બળે સામગ્રી મળતા કેવળ પામી છે ( ૧૦૩–૧૦૪ ) એમ સાભળીને સુધન પ્રતિબોધ પામી સુશ્રાવક થયો, તેમજ ત્યા બીજા પણ ઘણા લોક રૂડી રીતે ચારિત્ર લેવા તૈયાર થયા. [ ૧૦૫ ] બા૦ ઈદ્રિ હરીસિહ રાજાના હરીષેણુ નામના પુત્રને રાજ્યપર સ્થાપ્યો, અને પૃથ્વીચદ્ર ઋષિ પણ ઘણો કાળ વિચરીને મોક્ષે પહોચ્યા [ ૧૦૬ ]

આ રીતે પૃથ્વીચદ્ર રાજાનુ ચરિત્ર રૂડી રીતે સાભળીને હે ભવ્ય લોકો ! તમે દીક્ષા લેવા ઇચ્છતા થકા પણ બાપ, ભાઇ, સ્વજન, સ્ત્રી પ્રમુખ લોકોના ઉપરોધથી ઘરવાસમા વસતા થમ પણ કામભોગમાં આસક્તિ છોડો [ ૧૦૭ ]

આ રીતે પૃથ્વીચદ્ર રાજાનુ ચરિત્ર છે,

इत्युक्तं सप्तदशसु भेदेषु परार्थकामोपभोगीति षोडशो 'भेद'—सं-प्रति वेश्येव निराशंसो गृहवास पालयतीति सप्तदश भेद व्याख्यानयन्नाह -

( मूलं )

वेसव्व निराससो–अज्जं कल्लं चयामि चिंततो।
परकीयपि व पालइ–गेहावास सिढिलभावो ॥ ७६ ॥

( टीका )

वेश्या पण्यागना तद्वन्निराशस. परित्यक्तास्थाबुद्धि —यथाहि—वे-श्यानिर्द्धनकामुकाद्विशिष्टलाभमसभावयती किंचिल्लभमानाचाद्यश्वोवैन त्य-जामीति मदादरा तमुपचरति—भावश्रावकोप्येवमेवाद्यश्वोवा मोक्ष-व्योयमयेति मनोरथवान् परकीयमिवान्यसत्कमिव पालयति गृहवास-

---

આ રીતે સત્તર ભેદોમા પરાર્થ કામોપભોગિરૂપ સોળમો ભે કહ્યો, હવે વેસ્યાની માફક નિરાશસ થઇ ઘરવાસ પાળે, તે રૂપ સત્તરમા ભેદને વર્ણવે છે

## મૂળનો અર્થ

વેશ્યાની માફક નિરાશસ રહી આજ કાલ છોડીશ, એમ એમ ચિંતવતો રહી ઘરવાસને પરાયો હોય, તેમ ગણીને શિથિળ ભાવે પાળે. [ ૭૬ ]

### ટીકાનો અર્થ.

વેશ્યાની માફક નિરાશસ એટલે આસ્થા બુદ્ધિથી રહિત બનીને— અર્થાત્ જેમ વેશ્યા નિર્ધન કામુક પાસેથી વધારે લાભ થવાનો અસભવ ગણીને થોડોક લાભ મેળવતી થકી ' આજ કે કાલ એને છોડવો છે એમ વિચારીને મદ આદરથી તેને સેવે છે, તેમ ભાવ શ્રાવક પણ આજ કે કાલ આ ઘરવાસને છોડવો છે, એવો મનોરથ રાખીને

कुतोपि हेतोः परित्यक्तुमशक्नुवन्नपि शिथिलभावो मंदादरः सन्—स हि किल व्रतामाप्तावपि कल्याणमवाप्नोति—वसुश्रेष्ठिसुतसिद्धवत्

तथाहि—

अत्थिह नगरी तगरा–नगरीयमहिंव सुवण्णया सुपहा । सययं पुन्नाभासी–आसी सिट्ठी वसू तत्थ ॥ १ ॥ पयडियगुरुजणविणया—सेणो सिद्धो य तस्स दो तणया । पयइपसंता भद्दा–पियवया धम्मतिसिया य ॥ २ ॥ सेणो सुणेवि धम्म–पव्वइओ सीलचंद गुरुमूले । चरणकरणेसु नवरं–पमायसीलो दढं जाओ ॥ ३ ॥ वुड्ढपिउपालणत्थ–अगहियदिक्खो गिहंमि निवसंतो । सिद्धो पुण सुद्धमई—अणवरयं चिंतए एवं ॥ ४ ॥

कइया अदब्भआरंभ–कारणं चइय गेहवासमिमं । गिण्हिस्स पर-

---

જાણે તે પરાયો હોય, તેમ તેને પાળે છે અતએવ કે કોઇ પણ કારણે તેને છોડી નહિ શકતા પણ મંદ આદરવાળો રહે—કેમ તેવો પુરુષ વ્રત નહિ લે, તોપણ વસુશેઠના પુત્ર સિદ્ધકુમારની માફક કલ્યાણ પામે છે

સિદ્ધકુમારની કથા આ રીતે છે

ઇહા પર્વતની પીળી જમીન માફક સુવર્ણકા ( આધ સોનથી ભરપૂર ) અને સુપ્રભા [ શોભતી ] તગરા નામે નગરી હતી ત્યાં હમેશા પૂન્યભાષી [ પહેલો બોલાવનાર ] વસુ નામે શેઠ હતો [ ૧ ] તેના વિનયવંત સેન અને સિદ્ધ નામે બે પુત્ર હતા, તેઓ સ્વભાવે શાંત, ભોળા, પ્રિયભાષી અને ધર્મના રાગી હતા [ ૨ ] તેમાંનો સેન ધર્મ સાંભળીને શીલચંદ્ર ગુરૂ પાસે પ્રવર્જિત થયો, પણ ચરણ કરણમાં બહુ પ્રમાદી થઇ પડ્યો ( ૩ ) બીજો સિદ્ધ પોતાના વૃદ્ધ માબાપને પાળવાને કારણે દીક્ષા નહિ લેતા ઘરમાં વર્તતો થકો પણ શુદ્ધ મનથી નિરંતર આ રીતે ચિંતવતો હતો [ ૪ ]

ક્યારે હું આ ભારે આરંભના કારણ ઘરવાસને છોડીને પરમ સુખની હેતુભૂત

मसुहिक्ख-हेउ सव्वनुणो दिक्खं ? ॥ ५ ॥ कइया सव्व सग-अगमित्ति निप्पिहो अह चइउ । मिग चारिय चरिस्स—सुहगुरुपयसेवणासत्तो ? ॥ ६ ॥ कइया पहाणउवहाण-सगय सयलदोसपरिमुक्क । आयारप्पमुह मह-आगमसत्थ पढिस्सामि ? ॥ ७ ॥ समिईगुत्तिपहार्ण-पालिस्स दुद्धर कया चरणं । कइया उवसमलच्छी-वच्छे रमिही मम जहिच्छ ? ॥ ८ ॥ गुरुतरउज्जलतवचरण—करणजलणमि खिविय अप्पाण । नीसेसमल विमुक्क-कणग व कया करिस्सामि ? ॥ ९ ॥

सलिहियदव्वभावो-कइया इह परभवेसु निरविक्खो । आराहण मागहिय-पाणिचाय करिस्सामि ? ॥ १० ॥ इय सुमणोरहगुरुरह— आरूढमणो गमेइ सो काल । अन्नदिणे सेण मुणी-सिद्ध दट्ठु समणु पत्तो ॥ ११ ॥ जिणसुय भावियमइणा-उप्पलदलकोमलाइ वाणीए । दाउ चोयण मज्जुन्न—मेगहिं दोवि उवविट्ठा ॥ १२ ॥ अह कम्म-

સર્વજ્ઞની દીક્ષા ગ્રહણ કરીશ ? [ ૫ ] ક્યારે હું મારા અંગમા પણ નિસ્પૃહ બની સર્વ સગ છોડીને ગુરૂના ચરણની સેવા કરતો થકો મૃગચારી [ ગોચરી ] ચરીશ ? ( ૬ ) ક્યારે હુ ઉપધાન વહીને નિર્દોષ આચારાગ પ્રમુખ આગમ શાસ્ત્રને ભણીશ ? ( ૭ ) ક્યારે હું સમિતિ ગુપ્તિ સાચવીને દુર્દ્ધર ચારિત્ર પાળીશ ? અને ક્યારે મારા વક્ષ સ્થળમાં [ હૃદયમા ] ઉપશમ લક્ષ્મી યથેચ્છપણે રમશે ? [ ૮ ] ક્યારે હુ સોનાની માફક મારા આત્માને ભારે ઉજ્વળ તપ ચરણ કરણરૂપ અગ્નિમા નાખીને તમામ મળથી રહિત કરીશ ? ( ૯ )

ક્યારે હુ દ્રવ્ય ભાવથી સલેખના કરી આ ભવ પરભવમા નિરપેક્ષ રહી આરાધના આરાધીને પ્રાણ ત્યાગ કરીશ ? [ ૧૦ ] આ રીતે રૂડા મનોરથરૂપ મોટા રથપર મન ચડાવીને તે કાળ પસાર કરતો હવે એક વેળા સેન મુનિ સિદ્ધને જોતા ત્યા આવી પહોચ્યો ( ૧૧ ) હવે તે બ ને જણ જિનશ્રુત ભાવિત મતિવડે ઉત્પલના દળ સમાન કોમળ વાણીથી અરસપરસ ચોદના ( પ્રેરણા-ભલામણ ) કરીને એક સ્થળે બન્ને બેઠા, એવામા કર્મ યોગે

विहाणाओ–विवाइया दोवि असणिपाएण । अचत दुक्खिओ तो—जाओ जणओ परियणो य ॥ १३ ॥ तत्थ न्नया महप्पा–जुगधरो केवली समोसरिओ । पुट्ठो गईविसेस–वसुणा सो निययपुत्ताण ॥ १४ ॥

केवलिणा सिट्ठ से—सिद्धो सोहम्मकप्प मणुपत्तो । सेणो पुणो महिड्ढी–वतरदेवो समुप्पन्नो ॥ १५ ॥ कारण मिह सामन्ने–सुद्धे सिद्धस्स आसि करणिच्छा । इयरेण उ सामन्नं–गहियंपि न पालिय सम्म ॥ १६ ॥ इय सोउ गेहवासे—विरत्तचित्तो बहूजणो जाओ । भवियपडिबोहहेउ–गुरुवि अन्नत्थ विहरित्था ॥ १७ ॥

सिद्धस्य वृत्तमेवं—निशम्य भव्याः शुभेन भावेन ।
प्रतिमुक्तप्रतिबधा–गेहे मदादरा भवत ॥ १८ ॥

## ॥ इति सिद्धकथा ॥

( छ )

---

તેમનાપર વીજળી પડી તેથી બન્ને મરણ પામ્યા, એટલે તેમનો બાપ તથા પરિજન બહુ દુખી થઈ પડયા ( ૧૨–૧૩ ) ત્યા એક વેળા યુગધર કેવળી સમોસર્યા ત્યારે તેમને વસુ શેઠે પોતાના દીકરાઓની કેવી ગતિ થઇ હશે, તે બાબત પૂછ્યુ ( ૧૪ )

ત્યારે કેવળિ ભગવાને તેને કહ્યું કે, સિદ્ધ સૌધર્મ દેવલોકમા ગયો છે, અને સેન મહર્દ્ધિક વ્યતરદેવરૂપે ઉત્પન્ન થયો છે ( ૧૫ ) કારણ કે, સિદ્ધને શુદ્ધ સાધુપણુ કરવાની ઇચ્છા હતી અને બીજાએ સાધુપણુ લઇને વિરક્તપણે બરાબર પાળ્યુ નહિ ( ૧૬ ) આમ સાભળીને ઘણા જનો ઘરવાસમા વિરક્તચિત્તવાળા થયા બાદ ગુરુ ભવ્ય જનોને પ્રતિબોધવા બીજે સ્થળે વિચરવા લાગ્યા ( ૧૭ ) આ રીતે હે ભવ્યો ! તમે સિદ્ધનુ વૃત્તાત સાભળીને શુભ ભાવવડે ગૃહવાસમા પ્રતિબધ છોડી મદ આદરવાળા થાઓ ( ૧૮ )

આ રીતે સિદ્ધ કુમારની કથા છે.

इत्युक्तो भावश्रावकस्य सप्तदशोपि भेदः

आह—स्त्रींद्रियविषयाणामरक्तद्विष्ट-मध्यस्थामवद्धाना गेहगेहवासयो-र्श्चैकविषयाणां भेदोनोपलभ्यते, तत्कथं न पुनरुक्तदोष इति ?

सत्य—देशविरतेश्चित्ररूपत्वादेकस्मिन्नपि विषये परिणामनानात्वं, मेकस्यापि परिणामस्य विषयभेदोपि संभवतीति सर्वभेदनिषेधार्थत्वात् प्रपंचस्य, न पौनरुक्त्यमिति व्याख्यानगाथाभिः प्रकाशितमेवा—तः सूक्ष्म-धियालोच्य समाधानांतरमपि विधेयमिति

इति प्ररूपिताः सदृष्टांताः सप्तदशोपि भावश्रावकभेदाः—तत्प्ररूपणे च प्ररूपितं सप्रपंचं भावश्रावकस्य भावगतलिंगकदंबकं संप्रति एतदेवो-पसंहरन् प्रस्तावांतरं च संबंधयन्नाह—

---

આ રીતે ભાવ શ્રાવકનો સત્તરમો ભેદ પણ કહ્યો

ઇહા કોઇ પૂછશે કે સ્ત્રી અને ઇંદ્રિયવિષય એ એકજ બાબત છે, અરક્તદ્વિષ્ટ મધ્યસ્થ અને અસંબદ્ધ, એ ત્રણ પણ એ જ બાબત છે તથા ઘર અને ઘરવાસ એ પણ એકજ બાબત છે, એમા કઇ તફાવત દેખાતો નથી, માટે પુનરૂક્ત દોષ કેમ નહિ ગણાય ? તેને એ ઉત્તર છે કે, એ વાત સાચી પણ દેશવિરતિ વિચિત્ર રૂપે હોવાથી એકજ બાબતમા અનેક પરિણામ રહે છે, તથા એક પરિણામની પણ જૂદી જૂદી બાબતા સભવી શકે છે માટે સર્વ ભેદનો નિષેધ કરવા ખાતર વિસ્તારે કહેવાની જરૂર હોવાથી ઇહા પુનરુક્તપણુ નથી એમ વ્યાખ્યાનની ગાથાઓથીજ જણાવી ચૂક્યા છીએ, માટે સૂક્ષ્મ બુદ્ધિથી વિચારીને બીજુ સમાધાન ઠીક લાગે તો તે પણ કરી લેવુ

આ રીતે દૃષ્ટાત સહિત ભાવ શ્રાવકના સત્તરે ભેદો પ્રરૂપ્યા તે પ્રરૂપવાથી વિસ્તારપૂર્વક ભાવ શ્રાવકના ભાવગત લિંગો પ્રરૂપાયા છે

હવે એનો ઉપસહાર કરતા થકા બીજા પ્રસ્તાવને લાગુ કરે છે —

## ( मूलं )

इय सत्तरसगुणजुत्तो—जिणगमे भावसावगो भणिओ ।
एस उण कुसलजोगा—लहइ लहु भावसाहुत्तं ॥ ७७ ॥

[ टीका ]

इत्युक्त प्रकारेण सप्तदशगुणयुक्तो जिनागमे भावश्रावको भणित इति प्रकटार्थः-एष एवंविधः, पुनः शब्दो विशेषणार्थः-किं विशिनष्टि ? द्रव्यमात्रस्तावदेष भणित एवागमे—

यदुक्तं—

मिउपिंडो दव्वघडो—सुसावओ तहय दव्वसाहु त्ति ।
साहूय दव्वदेवो—सुद्धनयाण तु सव्वेसिं ॥

---

## મૂળનો અર્થ.

આ રીતે સત્તર ગુણ સહિત જિનાગમમાં ભાવ શ્રાવક કહેલ છે, અને એ કુશળના યોગથી જલદી ભાવ સાધુપણું પામે છે. ( ૭૭ )

### ટીકાનો અર્થ

આ કહેલા પ્રકારે કરી સત્તર ગુણ સહિત જે હોય, તે જિનાગમમાં ભાવ શ્રાવક કહ્યો છે અને એવો હોય ને અહીં પુનઃ શબ્દ વિશેષણાર્થ છે તે શું વિશેષ બતાવે છે તે કહે છે એવો હોય તે દ્રવ્યમાત્ર તે પણ આગમમાંજ કહેલ છે

જે માટે કહેલું છે કે —

અને શુદ્ધ નયોના વિભાગે એટલે નિશ્ચય નયના હિસાબે માટીનો પિંડ છે, તે

एवंविध परिणामोपार्जितकुशलयोगात् पुनर्लभतेऽवाप्नोति लघु शीघ्रं भावसाधुत्वं यथावस्थितयतित्वमिति.

[ छ ]

---

દ્રવ્ય ઘટ ગણાય છે, તેમજ સુશ્રાવક હોય તે દ્રવ્ય સાધુ છે અને સાધુ છે તે દ્રવ્ય દેવ છે

માટે એવો પુરૂષ એવા પરિણામથી ઉપાર્જિત કરેલા કલ્યાણના યોગથી જલ્દીમાં ભાવ સાધુપણું એટલે ખરેખરૂં યતિપણું પામે છે

भावश्रावकरूप

## ॥ वीजो भाग समाप्त थयो ॥



## ॥ शुद्धिपत्रम् ॥

| अशुद्ध | शुद्ध | पत्र. | पंक्ति. |
|---|---|---|---|
| कृतव्रत | कृतव्रत. | २ | १ |
| नम | गमे | ९ | ५ |
| ता पुत | ता पुत्त | ९ | १२ |
| श्रता | श्रत | १८ | ८ |
| व्रतानां | व्रतानां | २१* | ७ |
| तेपांमगा | तेपामंगा | २४ | ६ |
| ताड्यतो | ताडयतो | २५ | ४ |
| चूय | यूय | ३५ | ४ |
| सदग | सदृशं | ३६ | ६ |
| कुत्रिम | कृत्रिम | ३६ | ८ |
| मत्यूह्या | मत्यूह्या | ५३ | ७ |
| उत्तमुप | उक्तमुप | ५६ | ३ |
| द्वादिश | द्वादश | ६४ | ६ |
| एच | एव | ८२ | ३ |
| नियतो | नियत्तो | ८६ | ११ |
| मणुपतो | मणुपत्तो | ११४ | १२ |
| अघणुति | अघणुत्ति | ११६ | १२ |
| मत्ना | मत्र | ११८ | १ |
| उतम | उत्तम | ११९ | ३ |

* २१ विगेरे पृष्ठोमा ज्यां व्रत छे, त्यां व्रत એમ વાંચવું

| अशुद्ध. | शुद्ध | पत्र. | पंक्ति |
|---|---|---|---|
| मुतु | मुत्तु | १२१ | ७ |
| पतो | पत्तो | १२६ | १० |
| चद्रमदरू | चद्रसदरू | १३८ | ५ |
| नराधिपा | नराधिप | १३९ | १ |
| विधिरिय | विधिरय | १६० | २ |
| अनुमेक्षा | अनुमेक्षा | १६० | ८ |
| पुतपपुना | पुत्तपपुत्ता | १६४ | ३ |
| पुता | पुत्ता | १६४ | ५ |
| वुतो | वुत्तो | १६४ | ७ |
| निमितमित | निमित्तमित्तं | १६६ | १ |
| पुतमिते | पुत्तमित्ते | १६६ | ३ |
| भवतिर | भवति | १६९ | ४ |
| पूइय | पूयइ | १७२ | ८ |
| पतो | पत्तो | १७८ | ९ |
| नियतो | नियत्तो | १८५ | ४ |
| पुन्छितु | पुच्छित्तु | १८५ | १० |
| इतो | इत्तो | १८५ | १० |
| जुतो | जुत्तो | १८७ | २ |
| पनो | पत्तो | १८७ | २ |
| सुपवित | सुपवित्त | १८८ | ३ |
| तता | तत्तो | १८८ | ३ |
| मत्यचिकी | मत्ययिकी | १९९ | १० |
| चरित | चरित्त | २०१ | ४ |

| अशुद्ध. | शुद्ध. | पत्र | पंक्ति |
|---|---|---|---|
| तते | तत्ते | २१८ | ७ |
| भर्तुताडिता | भर्तृताडिता | २१९ | ६ |
| जउ ति | जउत्ति | २३९ | ५ |
| जाणितु | जाणित्तु | २४२ | ६ |
| वसुमितेणु त | वसुमित्ते णुत्त | २४२ | ७ |
| सुमित वरमित | सुमित्त वरमित्त | २४२ | ७ |
| मतिणु ते | मतिणु त्ते | २४३ | ५ |
| स्तग्निमित | स्तग्निमित्त | २४६ | ९ |
| सवानर्थ | सर्वानर्थ | २४७ | ३ |
| दनहगारवृत्ति | दनगारवृत्ति | २६१ | ७ |
| त | तत | २७० | ११ |
| भव | भवद्द | २८७ | २ |
| वहिपुरात् | बहिःपुरात् | २८७ | ३ |
| मादेत | मादत्ते | २८७ | ६ |
| स्त्यान्या | स्त्याज्या | २८७ | ७ |
| त्रिघा' | त्रिधा | २८७ | १० |
| द्विान् | दिनान् | २८८ | ९ |
| रराय | क्षय | २८९ | ११ |
| 'स्वापत्त | स्वायत्त | २९० | ११ |
| हा' | दा' | २९२ | १० |
| त्युर्च्य' | त्युच्चै' | २९७ | ७ |
| हरियति | दारयंति | ३२४ | ६ |
| सभद्द | सद्भद्द | ३२८ | १२ |

છે એ ગ્રથ શ્રેણીમાથી " **શ્રી ધર્મરત્ન પ્રકરણ** " નામના ગ્રથનુ અવલોકન પ્રથમ સાદ્યત કરતા અતિ હર્ષ ઉત્પન્ન થાય છે આ ગ્રથના લેખક શ્રીમાન્ દેવેંદ્રસૂ જૈન ગ્રથકારોમા પ્રખ્યાત છે તેમના ઘણા ગ્રથો ભારતના જૈન વર્ગમા પ્રખ્યાત રીતે વચાય છે એ મહાત્માએ આર્હત ગ્રથની સમૃદ્ધિ ઘણી વધારી છે જૈનતત્વ ગ્રથોની ઉપ તેઓએ સારી વૃત્તિઓ અને ટીકાઓ રચેલી છે કર્મગ્રથ જેવા ગહન વિષયમાં તેમને લેખણીએ સારૂ નુર કર્યું છે જેમ વૈ૰ ધર્મમા શકરાચાર્ય ભાષ્યકાર કહેવાય છે, તેમ જૈ ધર્મમા એ સૂરિરાજ ભાષ્યકાર કહેવાય છે તેમણે **દેવવંદન ભાષ્ય**, **ગુરૂવંદન ભાષ્ય** **પ્રત્યાખ્યાન ભાષ્ય**, વિગેરે ભાષ્યો લખેલા છે, તે સિવાય કર્મગ્રથોની ઉપર સારી ટી કરેલી છે આ વિદ્વાન્ મુનિરત્ને ગુજરાતના મત્રી વસ્તુપાળને સારો પ્રતિબોધ આપ્યે હતો, એ મત્રીની આગેવાની નીચેજ એ મહામુનિને સૂરિપદ આપવામાં આવ્યુ હતું તે મના ગુરૂ જગચ્ચદ્રસૂરી હતા જેઓએ તપગચ્છની સ્થાપના કરી હતી તે ગુરૂએ પો તાના આ પ્રભાવિક શિષ્યને સૂચના આપેલી હતી કે શિષ્ય ! તારી બુદ્ધિ જોઈ મ સતોષ થાય છે, તારા જેવા વિદ્વાન્ મુનિને ધર્મની યોગ્યતા પ્રાપ્ત કરાવનારા ગુણોને મા કોઈ પણ ગ્રથ લખવાની જરૂર છે ગુરૂની આવી સૂચના ઉપરથી તેણે આ **ધર્મરત્ન** ગ્રથ લખી તે ઉપર વૃત્તિ કરેલી છે

આ સુબોધક અને શિક્ષણ લેવા લાયક ગ્રથ ખરેખરો જૈન વર્ગને ઉપયોગી છે આ ગ્રથમા લખનાર સૂરિવર્યની ધારણા સર્વ અશે સફળ થઈ છે ગ્રથકારે જે ઉત્કૃ ઉદ્દેશથી અને ઉદાર દ્રષ્ટિથી આ લેખ લખ્યો છે, તે ઉદ્દેશ અને તે વૃત્તિ તેમા એશ ક્ષણે ક્ષણે જણાઈ આવે છે લેખકોના જુદા જુદા વર્ગ પાડીએ તો એ રીતે એ લેખ કોના બે પ્રકાર હોઈ શકે છે ( ૧ ) પોતાને માટે લખનારા અને ( ૨ ) લોકોને માટે લખનારા લેખકો સ્વાર્થી છતા ઘણીવાર લોકપ્રિય થઈ પડે છે પણ જો તેમા સ્વાર્થબુદ્ધિ એટલીજ હોય કે બીજા લોકોને મારા લેખથી લાભ થશે, અને તે લાભનુ ધર્મરૂપ ફળ જો તેઓ પ્રાપ્ત કરે, તો મને પુણ્ય થશે બીજાઓ ધર્મ પામે તેના લાભનો હુ ભાગીદાર થઈશ આવી તેઓની ઉત્તમ પ્રકારની ધારણા પણ ખરેખર પ્રશસનીય હોય છે કારણકે તેઓને તેમા કાઈ પણ સાસારિક લાભ પ્રાપ્ત કરવાનો અધમ સ્વાર્થ હોતો નથી

આજકાલ વ્યાપાર દ્રષ્ટિથી લખી લખાવી પુસ્તકો પ્રસિદ્ધ કરનારા પેહેલા પ્રકા રના સ્વાર્થી લેખકો વ્યાપારની અનુકૂળતાને અર્થે સામાન્ય લોકરૂચિને અનુસરી લેખ લખે છે અને લખનારાઓ તો લોકોની વૃત્તિને તૃપ્ત કરવામજ લાભ રહેલો હોવાથી એવા પુ સ્તકો બાહેર પાડી સાસારિક લાભની પ્રાપ્તિની સાથે લોકોના મોટા ભાગમા લોકપ્રિયતા પણ મેળવી શકે છે

આ ગ્રંથ પરોપકારી શ્રીદેવેન્દ્રસૂરિએ તેવી ધારણાથી લખ્યો છે ગ્રંથકાર આ-દિમાં અવતરણની અંદર લખે છે કે, " આ જગતમા સાન્ય, અને આજ્ઞા પદાર્થની સમજ ધરનારા લોકો ઘણા હોય છે, તે છતા તેઓ જન્મ, જરા મૃત્યુ, રોગ, અને શોકાદિ વિષય પદાર્થોથી પીડાય છે, માટે તેમણે સ્વર્ગ તથા મોક્ષાદિ સુખનુ કારણભુત ધર્મરૂપી રત્ન ગ્રહણ કરવુ જોઈએ " આવુ અવતરણ લખી, ગ્રંથકાર પોતાના લેખનો ઉદ્દેશ જણાવે છે, અને ત સાથે પ્રથમા મગળ, અભિધેય, પ્રયોજન, અને સબધનુ સ્પષ્ટિકરણ કરે છે, તે પછી ગ્રથનો ઉપોદ્ઘાત શરૂ કરે છે ઉપોદ્ઘાતમા ગ્રથના પ્રયો-જનને માટે સારૂ વિવેચન કરી ઉપદેશ ઉપદેશકના ગુણનું વર્ણન કરતા ગ્રથકાર પોતાનુ પાંડિત્ય સારૂ દર્શાવે છે ઉપદેશકને માટે તેણે જે વાકો લખેલાં છે, તે ખરેખર મનન કરવા યોગ્ય છે તે માહેલુ એક પદ્ય આ પ્રમાણે છે—

शुद्धमार्गोपदेशेन यः सत्त्वानामनुग्रहम् ।
करोति नितरा तेन कृतः स्वस्याप्यसौ महान् ॥ १ ॥

" જે પુરૂષ શુદ્ધ માર્ગનો ઉપદેશ કરી, બીજા પ્રાણીઓપર અનુગ્રહ કરે છે, તે પોતાના આત્મા ઉપર પણ અતિશે મહાન અનુગ્રહ કરે છે "

કારણ કે, હિતોપદેશ સાભળવાથી કદિ સર્વ શ્રોતાઓને કાઇ એકાતે ધર્મ પ્રાપ્તિ થતી નથી, પણ અનુગ્રહ બુદ્ધિથી ઉપદેશ આપનારને તો એકાતે અવશ્ય ધર્મની પ્રાપ્તિ થાય છે

ઉપદેશના ધર્મ માટે આ અસરકારક પદ્ય છે, આના પદ્યના ઉદ્ગાર જૈનોના પ્રાચિન ઉપદેશકોના હૃદયમાથી નીકળતા હતા ત્યારેજ જૈન ધર્મની ભાવનાએ આ આર્યાવર્ત ઉપર વિજય મેળવ્યો છે તે પછી ગ્રંથકાર ધર્મરૂપ રત્નની દુર્લભતા વિષે આરૂ-બ્યાન આપે છે " આ અપાર સસારરૂપ સમુદ્ર, કે જેમા જન્મ, જરા, મરણાદિરૂપ અનત જળ ભરેલુ છે, તે અગાધ સમુદ્ર આદિ અને અત વગરનો છે, તેની અંદર પ્રાણીઓ કર્મને વશ થઇ નારકી, તિર્યંચ, નર તથા દેવરૂપે ઉત્પન્ન થાય છે, અને તેમા ભમ્યા કરે છે, તેના પ્રાણીઓને મનુષ્યપણું પ્રાપ્ત થવુ દુર્લભ છે કદિ તે પ્રાપ્ત થયુ, તો પછી સધર્મરૂપ રત્નની પ્રાપ્તિ દુર્લભ છે. " ઇત્યાદિ વર્ણન કરી ગ્રથકાર પોતાના ગ્રથનુ નામ ધર્મરત્ન પ્રકરણ એવુ સાર્થક કરે છે અને આ ગ્રથ ધર્મરૂપ રત્નની પ્રાપ્તિનુ સાધન છે, એવો લક્ષ્યાર્થ જણાવે છે, તે ધર્મરૂપ રત્નની સારી રીતે પ્રશસા કરી, ગ્રથકાર મનુષ્ય ભવનુ માહાત્મ્ય ઘણી છટાથી વર્ણવે છે, મનવજીવનની મહત્તા દર્શાવવાને તેના વિચારો એટલા બધા ઉત્તમ છે કે, વાંચનારના હૃદયમાં તે અસરકારક રીતે ઠસી જાય છે તે વિષે મૂળમા અલ્પ લેખ છતા તેને વૃત્તિમાં એવો પ્રવિસ્તર કરે છે કે, જે વાંચવાથી સહૃદય વિદ્વાનોને ઘણો આનદ આવે છે

માનવ જીવનનો એક ક્ષણ પણ કેવો ઉપયોગી છે ? તેને માટે પ્રથમ સુક્તિ પુસ્ત સિદ્ધ કરવાને બીજા પ્રમાણ વાક્યો સાથ આપ્યા છે જેમાંનું એક પદ્ય સર્વ જૈન બંધુઓએ માનવા યોગ્ય છે

अनर्घ्याण्यपि रत्नानि लभ्यते विभवैः सुखम् ।
दुर्लभो रत्नकोट्यापि क्षणोऽपि मनुजायुषः ॥ १ ॥

" અમૂલ્ય એવા રત્નો પણ વૈભવવડે સુખે મેળવી શકાય છે અને મનુષ્યની આયુષ્યનો એક ક્ષણ પણ કોટી રત્નોથી મેળવી શકાતો નથી ૧

આ પ્રમાણે માનુષ્ય જન્મની દુલભતા જણાવી, પ્રથમ રત્નની દુલભતાને માટે વિવેચન કરે છે અને તેને ચિતામણિની સાથે સરખાવે છે, તે પ્રસગે એક મૂર્ખ પશુપાળનું સુબોધક દૃષ્ટાંત આપે છે, જે ઘણુ અસરકારક દૃષ્ટાંત છે, જેનો સાર નીચે પ્રમાણે છે

હસ્તિનાપુર નગરમા **નાગદેવ** નામે એક શેઠ હતો, તેને **વસુધરા** નામે સ્ત્રી હતી, અને જયદેવ નામે એક પુત્ર થયો હતો જયદેવ ઘણો ચતુર હોવાથી રત્નોની પરીક્ષા કરવાનુ કામ શીખવા લાગ્યો એક વખતે તેના મનમા વિચાર થયો કે, બીજા મણિઓ પથ્થર જેવા છે, ખરેખર રત્ન તો ચિતામણિજ છે માટે કોઈ પણ ઠેકાણેથી તેની શોધ કરવી આવા ઇરાદાથી જયદેવ નગરમાં ઘેર ઘેર, અને દુકાને દુકાને ફરી વળ્યો, પણ તેને કોઇ ઠેકાણેથી ચિતામણિ ન મળ્યુ તેથી તેણે પોતાના માતાપિતાને જણાવ્યુ કે, આ નગરમા ચિતામણિ રત્ન મળતુ નથી માટે તે મેળવવા હુ બીજે સ્થળે જાઉં છુ માતાપિતાએ કહ્યુ પુત્ર ! ચિતામણિ ક્યાઇ હોયજ નહિ તે તો માત્ર કલ્પના છે તે વિષેની વાત છોડી દે જે બીજા રત્નો મળે છે, તેનાથી વેપાર કર જેથી તને અપાર લક્ષ્મી પ્રાપ્ત થશે માતાપિતાના આ વચન જયદેવે માન્યા નહિ તે હસ્તિનપુર છોડી બાહેર નીકળી પડ્યો અનેક સ્થળે તેણે ચિતામણિની શોધ કરી, પણ કોઇ સ્થળે તેનો પત્તો મળ્યો નહિ ફરતા ફરતા તેને એક વૃદ્ધ માણસ મળ્યો તેણે જયદેવને કહ્યુ કે આ સ્થળે **મણિવતી** નામે એક મણિની ખાણ છે તેમા ઉત્તમ અને પવિત્ર મણિઓ મળી શકે છે,' તે સાભળી જયદેવ તે સ્થળે ગયો ત્યાં એક પશુપાળ જોવામા આવ્યો પશુપાળના હાથમા એક પથ્થર હતો, તે જયદેવના જોવામા આવ્યો ચિતામણિને જાણનાર ચતુર જયદેવે તે પથ્થરને જોયો ત્યા તેને તે લક્ષણોથી ચિતામણિ માલુમ પડ્યો હર્ષ પામેલા જયદેવે પશુપાળ પાસેથી તે પથ્થરો માગ્યો એટલે પશુપાળે કહ્યુ ભાઇ ! તારે આ પથ્થરનુ શુ કામ છે ? જયદેવે કહ્યુ આ પથ્થરો મારે ઘેર લઇ જઇશ, અને નાના બાળકોને રમવા આપીશ પશુપાળે કહ્યું અહી આવા બીજા પથ્થરા ઘણા છે તે લઇ લે આ પથ્થરાની શી જરૂર છે ? ઘણુ સમજાવ્યો, પણ સમજ્યો નહિ અને ઉપકાર કરવાની તેને ટેવ ન હોવાથી, તેણે તે પથ્થરો જયદેવને આપ્યો

નહિ, પછી ચતુર જયદેવે વિચાર્યું કે, આ મૂર્ખ પશુપાળને આ ચિંતામણિ છે એવી ખબર નથી, તેમ એનું શું મહત્ત્વ છે? તે પણ જાણતો નથી તો આ ચિંતામણિ તેનું ભલે શુભ કરે પણ તેને એના મહાત્મ્યની ખબર પડવી જોઇએ આવું વિચારી જયદેવે કહ્યું અરે ભોળા માણસ! જેને તું એક પથ્થર જાણે છે તે ચિંતામણિ રત્ન છે તે મણિની આરાધના કરવાથી તારા સર્વ વાંછિત પુરા થશે, માટે તે ગુમાવી જેવું નથી, તેનો લાભ તું પોતેજ મેળવ મૂર્ખ પશુપાળે કહ્યું ઠીક જો આ ચિંતામણિ છે એ વાત ખરી હોય તો, હું ચિંતવું છું કે એ મણિથી ઘણા બોર કેર તથા કાગડા વિગેરે મને પ્રાપ્ત થાઓ મૂર્ખ પશુપાળના એ વચન સાંભળી જયદેવ હસી પડયો તેણે કહ્યું ભોળા માણસ! એમ કહેવાથી કાંઈ વાંચ્છિતનો લાભ થાય નહિ પ્રથમ ત્રણ ઉપવાસ કરી, તે મણિને પાટલા ઉપર સ્થાપન કર પછી તેની વિધિથી પૂજા કરી, અને પ્રણામ કરી જે માગવું હોય તે માગી લે પશુપાળે તે વાત માન્ય કરી, પછી તે મણિને લઇ પોતાના ગામ તરફ ગયો જયદેવે જાણ્યું કે આ પુણ્યહીન છે, માટે તેની પાસે મણિ રહેશે નહિ તેથી તેની પાછળ જવું જોઇએ

આવું વિચારી જયદેવ તેની પાછળ ચાલ્યો માર્ગમાં ચાલતા પશુપાળે તે મણિને સંબોધીને કહ્યું, અરે મણિ! આ બકરીઓ વેચી તેના દ્રવ્યથી ચંદન, કેસર કપુર વિગેરે લઇને તારી પૂજા કરીશ પછી તું મારા મનોરથ પુરા કરજે વળી ક્ષણવાર રહીને પાછું મણિને પુછ્યું, મણિ! હજુ ગામ દુર છે, માટે રસ્તો ખુટે તેવી કાંઇક વાર્તા કહે જો તું વાર્તા કહી જાણતો ન હો તો સાંભળ, હું તને એક વાર્તા કહું એક હાથના દેરામાં ચાર હાથનો દેવ રહે છે, આ વાતમાં કોઇને શંકા કરવી નહીં કારણ કે, એક હાથના દેરામાં ચાર હાથવાળો દેવ રહી શકે છે આમ પશુપાળે વાર્તા કહેવા માંડી, પણ મણિ તો કાંઇજ બોલ્યો નહિ, એટલે પશુપાળે ગુસ્સો કરીને કહ્યું અરે મણિ! તું હુંકારો પણ આપતો નથી, તો તારી આગળ શું વાત કરવી? આ ઉપરથી તારામાં વાંછિત પૂર્ણ કરવાની આશા શી રીતે રાખી શકાય? તારૂં ચિંતામણિ નામ ખોટુંજ છે, તેથી તારે માટે ત્રણ ઉપવાસ કરી, કષ્ટ ભોગવવું નકામું છે, અને હું તો રાબ અને છાશ વગર એક ક્ષણ પણ રહી શકું તેમ નથી, અને મને ભુખ્યો મારવાને માટેજ તે વાણીયાએ તને વખાણ્યો હશે અહીંથી દુર ચાલ્યો જા આ પ્રમાણે કહી તે પશુપાળે મણિને દુર ફેંકી દીધો પાછળ ચાલ્યા આવતા જયદેવે તે મણિને લઇ લીધો અને તેની વિધિ પ્રમાણે આરાધના કરી, તેથી જયદેવ મોટો ધનાઢ્ય થયો ધનના પ્રભાવથી માર્ગમાં આવતા મહાપુર નામના નગરને વિષે આવી ત્યાંના સુબુદ્ધિ નામના શેઠની રત્નવતી નામે પુત્રીને પરણ્યો દાસ દાસીના મોટા પરિવાર સાથે તે પોતાને વતન આવ્યો અને માતાપિતાને પ્રીતિથી મળ્યો

આ દૃષ્ટાન્ત આપી ગ્રંથકારે માનુષ્ય ભવની અને ધર્મ એ ચિંતામણી રત્ન સમાન છે, એ સિદ્ધ કરી આપ્યું છે દેવ, નારકી અને તિર્યંચની ગતિ એ સામાન્ય મણિઓની ખાણરૂપ છે, તેનો શોધ કરવા ભમતો એવો પ્રાણી આ મનુષ્યગતિરૂપ ઉત્તમ મણિવાળી

પ્રાણ મેળવી શકે છે ત્યા પણ ચિંતામણીની માફક જિનભાષિત ધર્મરૂપ ચિંતામણી પ્રાપ્ત થવો દુર્લભ છે પણ તેવા મણિને પુણ્યરૂપ ધનવાન્ જયદેવ સમાન પ્રાણી મેળવી શકે છે અને પુણ્ય વગરનો પશુપાલ સમાન પ્રાણી તેને મેળવી શકતો નથી અને કદિ મેળવી શકે, તો તે તેને ગુમાવી દે છે

આવુ મનોરંજક દૃષ્ટાંત આપી ગ્રંથકાર ઉપોદ્ઘાત પૂર્ણ કરે છે અને તે ધર્મરત્નને કેવા ગુણવાળો મનુષ્ય યોગ્ય થાય, તેવો આક્ષેપ કરી ગ્રંથનો આરંભ કરે છે ધર્મની યોગ્યતા ધરાવનારા પુરુષમા કેવા ગુણ જોઈએ ? તે ગુણને નામવાર દર્શાવે છે જે ગુણોની સખ્યા એકવીશની છે તે પ્રત્યેક ગુણને માટે ઉત્તમ વિવેચન કરી, તે વિષે ઉત્તમ દૃષ્ટાંતરૂપ કથાઓ આપે છે કથાઓમા ગ્રંથકારે પોતાની બુદ્ધિનું સામર્થ્ય સારૂ દર્શાવ્યુ છે અન્વય અને વ્યતિરેકથી કથા દૃષ્ટાંતો ગોઠવી, વાચકોના અંતઃકરણ શુભ સંસ્કારથી રસભરિત અને તે તે ગુણના રાગી કરવાને તેમા સારૂ યત્ન કરવામા આવ્યુ છે દરેક કથા આદ્યંત વાંચ્યા પછી તે તે ગુણ ઉપર હૃદય સ્નેહ ભરેલ વર્તી તથા રસગ્રહ કરી પ્રવૃત્ત એવુ રસિક થઈ જાય છે

આવા ગુણદર્શક ગ્રંથો જૈન પ્રજાની આગળ અવશ્ય મુકવાની જરૂર છે કારણ કે જૈન પ્રજાના જ્ઞાનોદયનો યુગ હજુ આરંભાય છે સારાસારની પરીક્ષા કરવા ઉપર અધિક લક્ષ રાખી તથા યથાશક્તિ વિવેકી થવાના પવિત્ર પાઠો હજુ તેમને શીખવાના છે, તેવા યુગના આરંભ માટે આવા આવા ઉત્તમ પુસ્તકો દેશી ભાષામા ઉતારી તેમની આગળ ધરવાથી ઉભયને મહાન્ લાભ પ્રાપ્ત થાય છે જૈન ગ્રંથકારોની પદ્ધતિનો મને આજ સુધીમા જે કાંઈ અનુભવ થયો છે તે ઉપરથી એટલુ કહેવાની મને હિમ્મત આવે છે કે જૈન ગ્રંથકારો પ્રાયે કરીને સયમધારી હોય છે, અને તેથી તેઓના હૃદય હમેશા ઉચ્ચ ચારિત્રથી વાસિત હોય છે આથી કરીને જ્યારે તેઓ ગ્રંથ લખવા તત્પર થાય છે, ત્યારે તે પોતાના હૃદયને આનંદ બીજા અધિકારી મનુષ્યના હૃદયોમા રેડી તૃપ્તિ પામી સતોષ સાથે આનંદનો અનુભવ આપે તેવી ગ્રંથ રચના રચે છે પ્રાચીન સહિત્યકારોનો એવો સિદ્ધાંત છે કે, કવિ કે ગ્રંથકાર પોતાને મળેલો ઉચ્ચ અને શુદ્ધ આનંદ અન્ય હૃદયોમા રેડવાની ચચળતાથી તેમનામા લેખનકળા જન્મ પામે છે તે વસ્તુ આ ગ્રંથના લેખમા જણાય છે

આ ગ્રંથમાં દરેક ગુણ ઉપર આવેલી કથાઓ ધાર્મિક અને કાંઈક સાંસારિક વસ્તુઓથી ભરેલી છે કથાના પ્રસગમા સક્ષિપ્ત વર્ણનો બોધક વાક્યો અને ધાર્મિક સત્ય વચનો વાચકને વાચનના રસમા ઝુલાવતા કથને આદિથી અંત સુધી વાચવાની જીજ્ઞાસા કરાવે છે ભાષાંતરની ભાષા સરળ છે કોઈ કોઈ સ્થળે અલ્પ રસનો આભાસ થાય છે, તથાપિ એકદર મૂળનો અર્થ સમજી શકાય તેવી પદ્ધતિ રાખેલી છે જે કાંઈ અલ્પ રસાભાસ દેખાય છે તે ભાષા લેખકના દેશની પદ્ધતિને લઈને થયેલ હોય તેમ લાગે છે. મૂળ સાથે રાખી બરાબર અર્થ કરી અભ્યાસ કરવા ધારે, તોપણ તે બની શકે તેમ છે

તેમા ખુશીની વાત એ છે કે, ભાષાંતરકારે માગધી ભાગનુ ભાષાંતર ઘણુ સારુ કરેલુ છે મૂળ સસ્કૃત અને માગધીની શુદ્ધિને માટે પણ સારો પ્રયત્ન કરેલો છે

આ અતિ ઉપયોગી ગ્રથ દરેક જૈન ગૃહસ્થે વાચવા લાયક છે જ્યારે આવા આવા ગ્રથો બહાર પડશે ત્યારે જૈનોની જ્ઞાન સમૃદ્ધિનો પ્રભાવ જગત્મા સર્વ સ્થળે જણાઇ આવશે, જૈન વિદ્વાનોએ પોતાના સાધર્મિ બધુઓની કેવી સેવા કરી છે ? તે આવા ગ્રથો જોવાથી સિદ્ધ થઇ જાય છે વિશેષ લખવાનો આનદ આવે છે કે, પાલીતાણાના શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગે જે કામ હાથ ધાર્યુ છે તે સર્વ જૈન વર્ગને આદરણીય છે જૈન પ્રજામા પોતાના પ્રાચીન ગ્રથોના વાચનની અભિરુચિ થાય, તેવા ઉત્તમ હેતુથી એ વર્ગ જે કાર્ય કરે છે, તે ખરેખર પ્રશસનીય છે વર્ગે જે સદિચ્છાથી અને કોમળ ભાવથી આ પુસ્તકનો ઉદ્ધાર કરી જૈન વર્ગ સન્મુખ રજુ કર્યુ છે, તે તેમનો હેતુ અને શ્રમ સફળ થશે એવી હુ આશા રાખુ છુ પુસ્તકની છપાઇ, બધાઇ અને સફાઇ જોતા તેની અલ્પ કિંમત રાખવામા આવી છે, તે પણ તે વર્ગની ઉદારતાનુ શુભ ચિન્હ છે

આવા અનેક ગ્રથોનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખનારા કચ્છી જૈન ગૃહસ્થોના નામ ઘણી વાર સાભળવામા આવે છે એવા એ ગ્રહસ્થોની ઉદારતાને ખરેખરો ધન્યવાદ ઘટે છે આ સુદર ગ્રથના અગ્ર ભાગ ઉપર પણ એક સ્વર્ગવાસી કચ્છી ગૃહસ્થ મૂર્તિનુ નિરીક્ષણ કરી, અને તેની નીચે **" સ્વર્ગીય શેઠ ખીઅસી કરમણ "** એવુ નામ વાચી દરેક જૈન વનાઢ્ય ગૃહસ્થે વિચારવુ, અને નીચેનુ નીતિ વાક્ય સ્મરણમા રાખવુ

**" धर्मः कीर्तिर्द्वय स्थिरम् । "**

આ પ્રસગે વળી વિશેષમા જણાવવાનુ કે આ જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની પ્રમાણિક, ઉત્સાહ અને શુદ્ધ હૃદયથી સેવા કરનાર તથા **આનદ** અને **મધુકર** [ માસિક ] મા **" સત ચરણોપાસક શિર "** આવી વર્ણમાળાથી પ્રખ્યાત **શા. ગિરજી દેવશીને** સપૂર્ણ અભિનદન ઘટે છે જેઓ સાહિત્યની સેવા કરવામા આનદ અનુભવતા જૈનોના ધાર્મિક અને સાસારિક ઉદય માટે સ્થપાએલા મડળોમા અગ્રેસર ભાગ લેનારા તેમના આ સ્તુત્ય પ્રયાસને માટે મોટુ માન ધરાવતા જોવાની ઇચ્છા દર્શાવી તેમનુ અને તેમના વર્ગનુ હુ સતત કલ્યાણ ચાહુ છુ

| | |
|---|---|
| **ભાવનગર,** | **શાસ્ત્રી નર્મદાશકર દામોદર,** |
| તા ૮-૨-૦૬ માઘ શુકલ ૧૫ સ ૧૯૬૨ | ભાવનગર હાઇસ્કુલના સસ્કૃત શિક્ષક |

પુસ્તક ૧ લુ. જૈનોદય ચૈત્ર અંક ૬ ઠો.

**શ્રી ધર્મ રત્ન પ્રકરણ—પ્રથમ ભાગ** આ પુસ્તક તેના પ્રસિદ્ધ કર્તા પાલી તાણાવાળા શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ " તરફથી અમને અભિપ્રાયાર્થે મોકલ્યુ છે આ પુસ્તકનું કદ મોટા ૬૦૦ પૃષ્ટનુ છે, અને તે શેઠ ખીઅસી કરમણના સ્મરણાર્થે છપાવવામા આવ્યુ છે આ પુસ્તક મુળ માગધી ભાષામા લખાએલુ હતુ, તેનુ ગુજરાતી વિવરણ કરાવી મૂળ સાથે ગુજરાતી ટીકા આ પુસ્તકમા આપવામા આવી છે વળી વિદ્યાર્થીને, અભ્યાસ કરનારને સુગમતા પડે તે માટે પુસ્તકના ઘોડા ભાગ સુધી માગધી સાથે તેની સસ્કૃત છાયા પણ આપવામા આવી છે, જે શૈલી અભ્યાસ કરનારાઓને અતિ સુગમતાવાળી થઇ પડવા સભવ છે

આ વિભાગમા શ્રાવકના એકવીશ ગુણ વિષે વર્ણન કરવામા આવ્યુ છે અને તે દરેક ગુણના વર્ણન પછી તેનેજ લગતી એકેક સ્ટોરી કથા આપવામા આવી છે જેથી વાચકના હૃદયમા શ્રાવક ગુણ ઠસાવવાનો આશય પરિપૂર્ણ થાય છે કથાઓ વિગેરે રસીક છે પરતુ મુર્તિપૂજક જૈન બધુઓને વધારે ઉપયુક્ત છે શરૂઆતના ચાલીશેક પૃષ્ટમા આપવામા આવેલ ઉપોદ્દ્ઘાતમાં *ધર્મ તે શુ ? અને તેની જરૂર શા માટે છે ? એ વિષયોપર* તો બહુ સારૂ વર્ણન કરવામા આવ્યુ છે તેમા ધર્મની વ્યાખ્યા નીચે પ્રમાણે આપવામા આવી છે

दुर्गति प्रसृतान् जतून् यस्माद्धार यते तत ।
धत्ते चैतान् शुभस्थाने तस्माद्धर्म इति स्मृत ॥

દુર્ગતિમા પડનાર પ્રાણીઓને [ પ ડ તા ] ધરી રાખે અને સુગતિએ પહોચાડે તે ધર્મ કહેવાય છે

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી જે પુસ્તકો પડતર કિંમતે વેચાય છે, તેમા આ પુસ્તક પણ છે તેની યોગ્યતા અને કદના પ્રમાણમા તેની કિંમત રૂ ૨—૦—૦ રાખવામા આવી છે તે કાઇ વધારે ગણાય નહિ તેમા શેઠ ખીઅસી કરમણનો ફોટો પણ આપવામા આવ્યો છે આ વર્ગ આવા પુસ્તકો દ્વારા સ્વધર્મબધુઓની સારી સેવા બજાવતો રહે એમ અમે ઇચ્છીએ છીએ

---

## મુબઇ સમાચાર શનીવાર તારીખ ૨૪ મી માર્ચ ૧૯૦૬

### " શ્રી ધર્મરત્ન પ્રકરણ. "

શ્રીમાન્ દેવેંદ્રસૂરિ વિરચીત " શ્રી ધર્મરત્ન પ્રકરણ" નામના પુસ્તકનો પ્રથમ ભાગ ( મૂળ અને ગુજરાતી ભાષાતર સાથે ) પાલીતાણા ખાતેના શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસા

ર્ક વર્ગ તરફથી છપાવી, પ્રસિદ્ધ કરવામા આવ્યો છે, જેની એક નકલ અમારી ઉપર અ વલોકનાર્થ મોકલવામા આવી છે, તેની પહોચ માન સહિત સ્વીકારીએ છીએ આ પુસ્તક ફરુ૭ સુથરીના રહીશ સ્વગસ્થ શેઠ ખીઅસી કરમચુના સ્મણાર્થે તેમના પુત્રોએ પોતાના ખચ પ્રગટ કરાવ્યું છે, અને આવી રીતે જ્ઞાન દાન કરવામાં, બાહેર પડવા માટે તેઓને મુબારકબાદી આપવામા આવે છે ઉજમણા વિગેરે પ્રસગે શ્રીમત જૈનો આ પ્રમાણે પ્રા ચીન સાહિત્યના ઉત્તમ ગ્રથો ગુજરાતી ભાષાતર સાથે બાહેર પાડવામાં ધ્યાન આપે, તો જૈન ધર્મના અનુપમ ગ્રથોનો સારો ફેલાવો થયા વગર રહે નહીં “ શ્રી ધર્મ રત્ન પ્રક રણ ગ્રથ ” ના મૂળ રચનાર શ્રીમાન્ દેવેંદ્રસૂરી નામના જૈન ધર્મના એક સમર્થ વિદ્વાન થઇ ગયા છે, જેમણે તે ગ્રથ માગધી તથા સસ્કૃત ભાષામા લખેલો હતો આ અનુપમ ગ્રથનો લાભ સામાન્ય શિક્ષણ પામેલા માણસો લઇ શકે, એવા હેતુથી તે ગુજરાતી ભા ષાતર સાથે પ્રગટ કરવામાં આવ્યો છે જો જૈનશૈલીવાળા મુનિ માહારાજના હાથમાથી આવા ગ્રથો પસાર કરવાની તજવીજ કરવામા આવે, તો જૈન ભાઇઓ પોતાના ધર્મના આવા રસીક ગ્રથો પ્રત્યે વધારે શ્રદ્ધાળુ બને છે, અને તે ગ્રત્યે વધારે માનની નજરથી જુએ છે પાલીતાણા જેવા મહાન્ તીર્થ સ્થાને વિદ્યા પ્રસારક વર્ગને પડિત મુનિમાહારાજો ના સમાગમમાં આવવાની સારી રીતે તક મળતી હોવી જોઇએ, અને તેનો તેઓને સારી રીતે લાભ લેવાની આવશ્યકતા છે આ ગ્રથમા શ્રાવકના એકવીશ ગુણો ઉપર એ કવીશ કથાઓ વર્ણવેલી છે, જે જૈનોને બોધક તથા રમીક લાગ્યા વગર રહે નહીં

---

‘ તરગ ’ પુસ્તક ૧ લુ અક ૧૦ પોશ ૧૯૬૨.

ધર્મ રત્ન પ્રકરણ—પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી આ નામનો વિશાળ ગ્રથ અમોને અભિપ્રાયાર્થે ભેટ મળ્યો છે તેનો સ્વીકાર કરતા અમો હર્ષ પ્ર દર્શીત કર્યા વગર રહી શકતા નથી આ વર્ગ જૈન ધર્મનાં જુનાં મહાન્ આચાર્યોના લિખિ ત પુસ્તકો છપાવવા માટે ઘણોજ ઉત્તમ પ્રકારનો પ્રયાસ કરે છે, અને ભાષાતર કરવાનુ કામ એટલી વિશેષ કાળજી પૂર્વક કરવામા આવે છે કે, વાચનારને મૂળની સાથે ભાષાતર મેળવતા ભાગ્યેજ શકાનુ કારણ રહે છે આવા ઉત્તમ પ્રતિના ગ્રથો બહાર પાડવાને આ વર્ગ શ્રીમાન્ ગૃહસ્થોની મદદથી જે પ્રયાસ કરે છે, તેથી તે સમસ્ત જૈન કોમને મોટો ઉપકાર કરે છે, એમ કહ્યા વગર ચાલતુ નથી આ ઉત્તમ ગ્રથમા શ્રાવકના એકવીશ ગુણપર એકવીશ કથા શ્રેષ્ટ રીતે વર્ણવેલી છે સામાન્ય વાચનારને પણ તે સહજ સમ જી શકાય તેવી છે વળી લગભગ ૬૦૦ પૃષ્ટનો મોટો ગ્રથ હોવા છતા તેની કિંમત અતિશે જુજ એટલે બે રૂપીઆ રાખી છે અમો આશા રાખીએ છીએ કે, શ્રીમાન્ જૈન ગૃહ સ્થ જો આ વર્ગને આવી રીતે મદદ કરતા રહેશે, તો આ વર્ગ જૈન સાહિત્યને આગળ વધારવાને પોતાનો ઉત્સાહ વૃદ્ધિગત કરશે

## સનાતન જૈન ફેબ્રુઆરી ૧૯૦૬ પુસ્તક ૧ લુ અંક ૭ મો

શ્રી ધર્મ રત્ન પ્રકરણ નામનો—એક ગ્રંથ પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી ભેટ દાખલ મળ્યો છે એ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ, તેમા શ્રાવકના એકવીશ ગુણનુ વર્ણન આપ્યુ છે અને તે સાથે તે તે ગુણની ૨૧ કથાઓ આપવામા આવી છે આખો ગ્રંથ એ કથાઓ ને ગુણોના વર્ણનથી ભરેલો છે તે વાચવા લાયક છે

---

પાલણપુર ફાગણ શુદી ૧ ગુરુવાર

**લી. મુનિ મોહનવિજયજી.**

પંડિત શ્રી માનવિજયજીસુરિ રચિત ' **શ્રી ધર્મ સંગ્રહ** " તથા શ્રી દેવેંદ્ર સુરિ રચિત " **શ્રી ધર્મરત્ન પ્રકરણ** ' નામના બે અતિ ઉત્તમ ગ્રંથો ભેટ તરીકે અભિપ્રાય જણાવવા અર્થ આપણા વર્ગ તરફથી મોકલવામા આવ્યા છે, તે અમને પોહોચ્યા છે વાચતા એટલો બધો આનંદ ઉત્પન્ન થાય છે કે, એ બે ગ્રંથો શ્રાવકોને બોધ લેવા માટે અવશ્ય ઉપયોગી થઇ પડવા જોઇએ હમણાના વખતના ઘણા ગ્રંથો બહાર પડ્યા છે પણ આ ગ્રંથો તેના કરતા પણ વિશેષ ચઢીઆતા થઇ પડે એવો આશય સમજવામા આવે છે ભાષાંતર ઘણુજ સરસ, શુદ્ધ, અને સરળ રીતે કરવામા આવ્યુ છે મૂળ સાથે માગધી તેમજ સંસ્કૃત નોટો અને ટીકા ભાષાંતર સાથે આ ગ્રંથ કરવામા આ વર્ગે અતિ પ્રયાસ કર્યા છે શેઠીઆ ઓએ ગ્રંથ છપાવવા માટે જે રકમો આપી છે તે અનુમોદનીય છે આ જમાનો સત્કાર્યો કરનાર શેઠીઆઓ ભવિષ્યમા ફરી આવા કાર્યો કરવા કરાવવામા વિશેષ ઉદ્યમવંત થઇ પુન્ય ઉપાર્જન કરશે એવી આશા છે દરેક જૈને આ ગ્રંથનાની એકેક નકલ ધર્મના સંગ્રહ માફક પોતપોતાના ઘરમા બોધાર્થ ખરીદ કરવી જોઇએ છીએ એવી અમારી ખાસ ભલામણ છે આ ગ્રંથોના જેવા જો બીજા ગ્રંથો આવીજ ઢબમા પ્રગટ કરવામા આવે તો, તે સાધુ તેમજ શ્રાવક આદિકો મનન કરવા માટે ઘણાજ ઉપયોગી થઇ પડશે બાઇન્ડીંગ તેમજ પુઠા ઘણાજ સારા છે કાગળ જો કંઇ વધારે જાડા વાપરવામા આવશે તો ભવિષ્યમા ફાટવાની દહેશત રહેશે નહીં માટે કાગળ જાડા વાપરવા મારી ઉત્કટની ભલામણ છે શ્રાવકના એકવીશ ગુણો ઉપર જે કથાઓ આપવામા આવી છે તે ઘણીજ બોધદાયક, અને રસીક છે મનુષ્ય જન્મ, અને ધર્મરૂપ રત્નનું વિવેચન ધાર્મિક જનોને પુષ્ટિ કરવા માટે શ્રેય છે જેવી રીતે ગુજરાતી ભાષા સમજનારાઓ માટે આ ગ્રંથમા ગુજરાતી ભાષાંતર વપરાયેલું છે, તેવીજ રીતે હિંદુસ્તાનીઓને હીંદી ભાષા વાપરીને ગ્રંથ પ્રગટ કરવામાં આવે, તો તે ઘણુજ શ્રેય ગણાશે

जैन विवेक प्रकाश पुस्तक ४ थु. अंक ६ छट्टो.

श्रीमान् देवेंद्रसूरि विरचित, धर्म रत्न प्रकरण मूल और गुजराति भाषांतर सहित, प्रथम भाग, शेठ खीअसी करमणके स्मरणार्थ पालीताणा जैन धर्म विद्या प्रसारक वर्ग तरफसें छपको हमको उनके अभिप्रायार्थ भेट मिला है, सो प्रसन्नतापूर्वक स्वीकार कीया जाता है

उक्त ग्रंथमें श्रावकोंके एकीस गुणोको अत्यंत अल्हादजनक बोध दिया गया है. जिसमें एकेक गुणका यथावस्थित स्वरूप और उनको दृढ करनेके लिए तदुपयोगी एकेक दृष्टांत लिखा गया है. जिसके वांचने ओर मनन करनेसें आत्माको तत् तत् गुणानुयायी प्रवृत्ति के स्वादानुभवका ओर तत् तत् गुणोंकि उपादेयताकी आवश्यकता समजजी जाति है ग्रंथ कर्त्ताने उपादेय गुणोकी आवश्यकताके लिए स्पष्टाक्षर और प्रमिताक्षरमे आवेहुब चित्रविचित्र दृष्टांत दार्ष्टांतिकोंसे मनोरंजनतापूर्वक प्रबोधक अच्छा विस्तार किया है. मूल और भाषांतरकी भाषा विचक्षणोंकों अत्यंत चित्ताकर्षक और अभिरुचि प्रवर्धक देखी जाती है यह ग्रंथ देवेंद्राचार्य विरचित होनेसे उनको प्रशंसा जीतनी कहे, इतनी कमी है, क्योंकी कर्त्ताने जैन न्यायके,, और नय निक्षेपोके एसे एसे ग्रंथ रचे है की, जिनको प्रशंसा महान् विचक्षण जनोनेभी उच्चरुर्ण करकेभी जेसी सुनीथी, वेसीही वदनद्वारा सहस्र जिव्हासें प्रसंगानुसार प्रकाशित करनेकी आवश्यकता कही है

यह ग्रंथ रोयल अष्ट पेजी अदांज ६०० पृष्टको और ग्लेज कागजपर छपके पकी जिल्दसें बांधा है, तथापि प्रकाशकने सार्वजनिक हितार्थ मात्र रुप्या दोहि कींमत रखी है. सो अत्यंत हितचिंत हितार्थीता प्रकाशीत करता है. हम यह कहनेकी और लिखनेकी आवश्यकता

समत हे की, एसे ग्रंथोके भाषातर होनेकी अत्यत आवश्यकता थी, सो उक्त वर्गने पूर्ण करी हे. इससें उक्त महोदय मडलकी जैन कोम आभारी हे. ओर स्वल्प मुलयसें समर्पण करनेसे अपने कृत्यमें अधिक अभिरुचितां प्रकाशित करी हे धन्य हे एसे मडलोको एसे हितार्थी कार्योपर दत्त चित्त रहते हे. जिसके उपरोक्त ग्रथकी आवश्यकता होय, उनोने निच लिखे पत्तेसें मगवाय लेना.

श्री जैन धर्म विद्या प्रसारक वर्ग—
पालीताणा

---

ફાગણ વદી ૮ વાર નની

લી મુનિ ગુણચંદજી.

( કુશળચદજી મહારાજના શિષ્ય )

શ્રી જૈન ધમ વિદ્યા પ્રસારક વ૦ તરફથી શિવજીભાઇએ આપેલ પુસ્તકો ધમ સગ્રહ અને ધમ રત્ન પ્રકરણ, એ નામના પુસ્તકો અપૂર્વ જોઇ મને આનદ થાય છે કે, એવાં પુસ્તકો જો મૂળ સહિત ભાષાતરવાળા બહાર પડે, તો ઘણા જીવોને લાભ મળે અને મૂળ ગ્રથ કાયમ રહે હાલના સમયમા ઘણા પુસ્તકો બહાર પડે છે પણ મૂળને ઉડાડી નાખે છે, તેથી મૂળ કર્તાનો આશય સમજાય નહિ જો મૂળ સાથે રહે તો મૂળ ગ્રથ રહે અને સમજણ પણ પડે માટે મૂળ સાથે રાખવો એ ઉત્તમ છે વિશેષ એ ખુબી કે પ્રાકૃત ઉપર સસ્કૃત શબ્દો આપેલ છે, તેથી મારા જેવા અલ્પ મતિવાળાને સાથે સસ્કૃત તેમજ પ્રાકૃતનું પણ જ્ઞાન વધે છે પ્રાચીન વા અર્વાચિન ગ્રથો છપાવવા વિચાર હોય તો, મૂળ સાથે રાખવા, જેથી જૈન ધમના મૂળ વિચારો જાણવામા આવે, અને પૂર્વાચાર્યોના આપણે આભારી થઇએ અરે શીવજીભાઇ ! તમને કેટલા ધન્યવાદ આપુ ? જે આટલો બધો શ્રમ પરને માટે ઉપાડો છો પણ પરોપકાર કરનાર પુરૂષ પોતાને માટે શ્રમ માનેજ નહીં અને માને તો તેનાથી મોટા કાર્ય પણ બની શકેજ નહીં હાલના જમાનામાં પૈસા આપનાર તો મળે પણ પરાર્થ સાધનાર ન મળે, તો ઉત્તમ કામમાં તમને પરમાત્મા વીર્ય આપો, એ અમારી ભાવના છે લોકોનો જેમ સુધારો વધારો જલદીથી થાય, તેવા કાર્ય કરો અપાર સસારમાં જે સુકૃત્ય આ દેહથી થાય તેજ કરવાના છે તમારા જેવા

નરરત્નો આ પૃથ્વી ઉપર ઘણા થાઓ તેથી ઘણા જીવોને લાભ મળે એક હાથની એક આંગળીથી જેમ થોડું કાર્ય થાય છે, અને પાંચ જ્યારે ભેગી થાય છે, ત્યારે ધારેલ કામ બને છે, તેમજ તમારા જેવા બીજા થાય તો ઘણા કાર્ય પાર પડે આ જગતમાં તમ જેવા પુરૂષોની ખામી છે, પણ કાંઇ દ્રવ્યની ખામી નથી માટે ઘણા નરરત્નો થાઓ તમારા શુભ વિચારોમા મારા જે સુવિચારો હોય તે તમને મદદ કરો રે ભવ્ય પુરૂષો ! આવા ઉત્તમ પુરૂષના કાર્યમા તમારાથી બનતી સહાય આપો, અને તેથી પુણ્યના ભાગી થાઓ વધારે શું કહેવું ? પરાય પુરૂષને તો પોતાનો દેહ અર્પણ કરવો, એ પણ થોડું જ છે

---

“ આત્માનંદ પ્રકાશ ” પુસ્તક ૩ જુ સં ૧૯૬૨ માહા અંક ૭.

**શ્રી ધર્મરત્ન પ્રકરણ ભાગ ૧ લો**—આ પુસ્તક પાલીતાણાના શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી અમને ઉપહાર તરીકે મળેલું છે, તેને પ્રેમ સહિત સ્વીકારીએ છીએ આ ગ્રંથ જૈન ધર્મના ગ્રંથકાર તરીકે પ્રખ્યાત થયેલા શ્રી દેવેન્દ્રસૂરિએ રચેલો છે ગ્રંથ કર્તાના નામ ઉપરથીજ તેની કૃતિ માટે જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે ઉક્ત ગ્રંથકારની કલમ સર્વ સ્થળે કીર્તિવાળી છે આ ગ્રંથની શૈલી એવી ઉંચી છે કે, જે સહૃદય વાચકોને ઉત્તરોત્તર વિશેષ લાભ આપે છે, અને ધાર્મિક શ્રદ્ધાને ક્ષણે ક્ષણે પ્રબળ કરે છે ગ્રંથનો લેખ સંસ્કૃત અને માગધી બન્ને ભાષામાં છે, તેથી આવા ગ્રંથનો લાભ સામાન્ય શિક્ષણ પામેલા મનુષ્યો લઇ શકતા નથી, માટે તેવા ગ્રંથના ભાષાંતરની અવશ્ય જરૂર હતી, તે આ વર્ગે પૂરી પાડી છે વિશેષ સંતોષની વાત એ છે કે, તેનું મૂળ સાથે ભાષાંતર કરેલું છે આ ગ્રંથના પ્રથમ ભાગમા શ્રાવકના એકવીશ ગુણો ઉપર એકવીશ કથાઓ વર્ણવેલી છે, તે કથાઓ ઘણી બોધક, રસિક, અને વાચકને આનંદદાયક છે ગ્રંથના ઉપોદ્ઘાતમા મનુષ્ય જન્મ અને ધર્મરૂપ રત્ન વિષે સારૂ વિવેચન કરેલું છે, જે ધાર્મિક હૃદયને પૂર્ણ પુષ્ટિ આપનારૂં છે ભાષાંતરની ભાષા સરલ છે, તથાપિ કોઇ કોઇ સ્થળે ભાષાની રસિકતામા ખામી આવે છે, તે માત્ર ભાષાંતરકારની દેશ ભાષાની શૈલીને લઇને લાગે છે, તથાપિ મૂળનો આશય યથાર્થ લાવવાને સારો પ્રયત્ન કરવામા આવ્યો છે ગ્રંથની શુદ્ધ છપાઇ, સફાઇ, અને બંધામણી સારી કરી, ગ્રંથના સ્વરૂપને સુંદર બનાવવામા આવ્યુ છે, તે છતાં મૂલ્ય સ્વલ્પ છે

આવા ગ્રંથનો ઉદ્ધાર કરી એ વર્ગે ખરેખર પોતાનુ કર્તવ્ય કર્યુ છે, તેને પૂર્ણ ધન્યવાદ આપતા તેવા સ્તુત્ય કાર્યને સંપૂર્ણ સહાય કરનાર સ્વર્ગસ્થ શેઠ **ખીમસી કરમણ**ના આજ્ઞાંકિત પુત્રોને પણ અમે પૂર્ણ ધન્યવાદ આપીએ છીએ, અને આવા કાર્યમા બીજા ગૃહસ્થોને અનુકરણ કરવાની પ્રાર્થના કરી, તે વર્ગનો સર્વદા અભ્યુદય ઇચ્છીએ છીએ

## લેખક—મુનિ બુદ્ધિસાગર—મુ. વિજાપુર.

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના અધિપતિ યોગ્ય—મુ. પાલીતાણા

વિશેષ ધર્મ લાભ પૂર્વક માલુમ થાય કે તમારી તરફથી અભિપ્રાયાર્થે અર્પણ કરેના ગ્રંથો જેવા કે ( ધર્મ સંગ્રહ ભાગ ૧ લો ભાષાંતર સાથે ધર્મ રત્ન પ્રકરણ ભાગ ૧ લો ભાષાંતર સાથે તથા પ્રદ્યુમ્ન ચરિત્ર ભાષાંતર સાથે ભાગ ૧—૨ ) એ ગ્રંથો આવ્યા, તે વાચતા અતિ આનંદ સાથે અભિપ્રાય છે કે ઉપરના ગ્રંથો પૈકી તથા ધર્મ રત્ન ભાગ ૧ લામાં શ્રાવકોના એકવીશ ગુણોનું સવિસ્તર [ સ્પષ્ટ ] વિવેચન કીધેલું છે, તે વાચનારને અતિ બોધદાયક ને લાભદાયક છે તેમ છાપ પણ સારી ને શુદ્ધ છે પ્રદ્યુમ્ન ચરિત્ર પણ સારૂ રસીક ને શુદ્ધ ભાષાંતર સાથે છપાવી બહાર પાડેલું છે તે અતિ ઉત્તમ છે, ને તે કથા શ્રવણ કરતા ગમે તેવાને ધર્મની દઢ શ્રદ્ધા થાય તેમ છે પૂર્વોક્ત ગ્રંથ બહુ સારા, ધર્મનો સંપૂર્ણ બોધ કરનારા ને રમણીય છે, માટે તમામ શ્રાવક ભાઈઓએ તે ગ્રંથો અવશ્ય રાખવા યોગ્ય છે આવો મળેલો વખત જ્ઞાનને માટે ઉત્તમ છે દરેક જૈન બંધુઓએ આવા ભાષાંતરની એક એક પ્રત ગ્રહણ કરવી જોઈએ ગ્રંથોના ભાષાંતરથી જૈનોમાં ઘણો લાભ થાય છે ભાષાંતર જેવી ઢબથી તથા સુધારાથી કરવું જોઈએ તે પ્રમાણે થયું છે ધર્મ રત્ન પ્રકરણ અને ધર્મ સંગ્રહને કદી સાંભળવાનો વખત પણ શ્રાવકને મળી શકે નહિ તેના બન્ને ગુર્જર ભાષામાં ઘેર બેઠા ગંગાના જેવો સમય મળ્યો છે તેનું સાર્થક કરવું જોઈએ મારવાડ, માળવા પંજાબી તથા બંગાળી જૈનોને માટે કે જે ગુર્જર ભાષાનું જ્ઞાન નહિ ધરાવતા હોય તેને માટે હિંદુસ્થાની ભાષામાં ભાષાંતર થવાની આવશ્યકતા છે इत्येव शांतिः शांतिः

# શ્રીચંદ્ર કુમાર

## યાને

## આનંદ મંદીર.

### શ્રાવક ધર્મનું રહસ્ય દર્શાવનાર ઉત્તમ નોવેલ.

ઉપરના નામનુ નોવેલ અમારા તરફથી છપાઇ પ્રસિદ્ધ થયેલુ છે આ ગ્રંથની વસ્તુ સ ગનામા "શ્રીચંદ્ર કુમાર" ના ચરિત્રનો વિષય છે, જે અતિ મનોહર અને બોધક છે, એટલુજ નહિ પણ તે વિષય એટલો તો રસિક છે કે તે વાચવામા ઘણો આનંદ થાય છે સિવાય શ્રી જૈન ધર્મ તત્વનો બોધ થાય, એની યોજના આ ગ્રંથમા પ્રત્યેક સ્થળે કરેલી છે, જેથી વાચક વર્ગને આનંદની સાથે ધર્મ જ્ઞાનનો અમૂલ્ય લાભ પ્રાપ્ત થઇ શકે તેવુ છે આ ગ્રંથ રોયલ ૮ પેજી ૪૫૦ પૃષ્ટનો સુંદર કાગળમા અને સુંદર અક્ષરોથી છપાઇ પ્રસિદ્ધ થયો છે અને બાઇન્ડીંગ સુશોભિત કરાવ્યુ છે વાચનારો સુગમતાથી લાભ લેવા બની શકે, માટે તેની કિંમત માત્ર રૂા૦ ૧ા રાખી છે નીચેને શીરનામે લખો પુસ્તક વી પી થી મોકલશુ પોસ્ટેજ જુદુ પડશે

---

## શ્રાવિકા ભૂષણ.

### શ્રાવક સંસારના ઉત્તમ ચારિત્ર રૂપ બોધક નોવેલ.

ઉપરના નામનુ પુસ્તક અમારા તરફથી છપાઇ પ્રસિદ્ધ થયુ છે આ ગ્રંથમાનો ચારિત્રનો વિષય ઘણો રસિક, બોધક અને મનોહર છે વળી નીતિ અને ઉચ્ચ સદ્ગુણના વર્ણનથી ભરપૂર છે કથાનો પ્રસંગ અતિ અદ્ભુત ને રસિક હોવાથી વાંચનારને બહુજ પ્રિય થઇ પડે તેવો છે, ઉપરાંત સ્થળે સ્થળે કથાના પ્રસંગમા શ્રાવક ધર્મનુ રહસ્ય ઉત્તમ રીતે દર્શાવ્યુ છે ભાષા ઘણી સરલ છે શ્રાવિકાઓને ખાસ વાચવા યોગ્ય પુસ્તક છે પુસ્તક વાચવાથીજ તેની રસિકતા અને ઉત્તમતાની ખાત્રી થશે પુસ્તકનુ કદ રોયલ બાર પેજી ફા ૩૪ પૃષ્ટ ૪૦૮નુ છે તેનુ બાઇન્ડીંગ કાપડનુ પાકુ અને છાપવાળુ ઘણુ સુંદર કરાવ્યુ છે છતા સર્વે લાભ લેવા બની શકે તે માટે તેની કિમ્મત ફક્ત ૧૨ આના જેટલી જુજ રાખવામા આવી છે પોસ્ટેજ જુદુ પડશે પુસ્તક વી પી થી મોકલીશુ નીચેને શીરનામે લખો

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ પાલીતાણા.